

# બાળ નિર્માણની વાર્તાઓ

૧૦





# બાળનિર્માણની વાર્તાઓ ભાગ-૧૦

લેખક

આશાબહેન એ. શાહ 'સરસિજ'

પ્રકાશક

**યુગ નિર્માણ યોજના વિસ્તાર ટ્રસ્ટ**

**ગાયત્રી તપોભૂમિ, મથુરા.**

ફોન (૦૫૬૫) ૨૫૩૦૧૨૮, ૨૫૩૦૩૯૯

મો૦ ૦૯૯૨૭૦૮૬૨૮૭, ૦૯૯૨૭૦૮૬૨૮૯

ફેક્સ (૦૫૬૫) ૨૫૩૦૨૦૦

પ્રાપ્તિ સ્થાન

શાખા અમદાવાદ

ગાયત્રી જ્ઞાનપીઠ, પાટીદાર સોસાયટી,

જૂના વાડજ, અમદાવાદ-૩૮૦ ૦૧૩

ફોન ૦૭૯-૨૭૫૫૭૨૫૨

**સુધારેલી આવૃત્તિ-૨૦૧૦** **કિંમત રૂા. ૧૫.૦૦**

# અનુક્રમણિકા

# સમાજનું ગૌરવ

જ્ઞાનચંદ અને ગુરદીપ બન્ને મિત્રો હતા. તેઓ અંબાલામાં રહેતા હતા. બન્ને સાતમાં ધોરણના વિદ્યાર્થીઓ હતા. તેઓ ભણવામાં તો હોશિયાર હતા જ, સાથે સાથે સારા એવા રમતવીર પણ હતા. બન્ને પોતપોતાની ટુકડીના નાયક (સરદાર) હતા. તેમના સ્કાઉટ શિક્ષક ખૂબ જ યોગ્ય અને સાહસિક માણસ હતા. તેઓ બાળકોને રમત-રમતમાં જ ઘણી બધી વાતો શીખવી દેતા. તેમણે સ્કાઉટોમાં સેવા,પરોપકાર અને સાહસની ભાવનાઓ ઠાંસી- ઠાંસીને ભરી હતી. બાળકો પોતાના શિક્ષકોથી સૌથી વધારે પ્રભાવિત થાય છે. સારો શિક્ષક તેમને ભણાવવાની સાથે તેમનાં ચારિત્ર્યનું નિર્માણ પણ કરે છે. તેમને સદ્‌ગુણી બનાવે છે.

એક દિવસ જ્ઞાન અને ગુરદીપ બન્ને સ્કૂલમાંથી આવી રહ્યા હતા. તેમનું ઘર શહેરની બહાર કૉલોનીમાં હતું. ત્યાં સામાન્ય રીતે ભીડ ઓછી રહેતી હતી. તે દિવસે લૂ વાતી હતી. રસ્તાઓ સૂમસામ હતા. બન્ને વાતો કરતાં-કરતાં જઈ રહ્યાં હતાં. એક દિવસ બાદ તેમનો સ્કાઉટ કેમ્પ યોજાવાનો હતો. કેમ્પની વાતો ચાલી રહી હતી.

બાળકોની આદત છે કે રસ્તા પર તેઓ વાતો કરતાં જતાં હોય તો વાતોમાં બીજું બધું ભૂલી જાય છે. મોટે ભાગે અકસ્માત આ કારણે જ થતા હોય છે. કોઈ સ્કૂટરની અડફેટમાં આવી જાય છે તો કોઈ ટ્રક(ખટારા)ની. કોઈ બીજાની સાથે અથડાઈ જાય છે તો કોઈ ઠોકર ખાઈને પડી જાય છે. પરંતુ જ્ઞાન અને ગુરદીપની આદત તેવી નહતી. તેઓ તો સ્કાઉટ હતા. દરેક સમયે સાવધાન રહેવાવાળા.

જ્ઞાનચંદને થોડા સમયથી જાણે કોઈ તેમનો પીછો કરતું હોય તેવું લાગી રહ્યું હતું એટલે વાતો કરતાં-કરતાં પણ તે ચારે તરફ નજર રાખી રહ્યો હતો.તેની શંકા ખોટી ન હતી. અચાનક જ એક માણસે આવીને પાછળથી ગુરદીપના મોંઢા ઉપર કપડું ઓઢાડી દીધું અને તેને ઘસડીને લઈ જવા લાગ્યો. જ્ઞાનચંદે અચાનક પાછળ જોયું. આવી ભયંકર પરિસ્થિતિ જોઈને તે સહેજ પણ ગભરાયો નહીં. તેણે સાવધાનીથી કામ લીધું. પેલા માણસને ધક્કા મારતા તેઓ દોડતા ગયા અને પૂરી શક્તિથી બૂમો પાડવા લાગ્યા : ''બચાવો, બચાવો.''

દોડતાં-દોડતાં પણ જ્ઞાનચંદની નજર પેલા માણસ ઉપર જ હતી. તેણે જોયું કે પેલા માણસે ગુરદીપના મોં પર ઓઢાડેલું કપડું તાણીને બાંધી દીધું છે. તેને કોથળામાં નાખીને પીઠ ઉપર ઊંચકીને બીજી દિશામાં ભાગવા લાગ્યો હતો. તે જોઈને જ્ઞાનચંદે પણ પોતાની દિશા બદલી. તે લુંટારાની પાછળ બૂમો પાડતો દોડવા લાગ્યો.

જ્ઞાનચંદની બૂમ આસપાસનાં ઘરોમાં બેઠેલા લોકોએ સાંભળી. તેઓ પોતાના ઘરમાંથી બહાર આવ્યા. દૂર રસ્તા પર એક-બે માણસો જઈ રહ્યા હતા. તેઓ પણ એકદમ ઊભા રહી ગયા. જ્ઞાન આંગળીના ઈશારે સતત દોડી રહ્યો હતો. બૂમ પાડી રહ્યો હતો ''લુંટારાથી બચાવો !'' બીજા માણસો જ્ઞાનની પાછળ દોડવા લાગ્યા. જ્ઞાને ઝડપથી દોડીને પેલા માણસનું શર્ટ પાછળથી જોરથી પકડી લીધું ત્યાં સુધીમાં બીજા માણસો ત્યાં આવી પહોંચ્યા. બધાએ તેને ઘેરી લીધો.

ગુરદીપે લુંટારુની પકડમાંથી છૂટવા ઘણા પ્રયત્નો કર્યા હતા. પણ પેલા લાંબા-પહોળા માણસે તેને દબાવી દીધો હતો.મોંઢા



પર જાડું કપડું નાંખેલું હોવાથી ગુરદીપને કંઈ જ દેખાતું ન હતું. દુષ્ટ માણસે તેનો લાભ ઉઠાવી કપડું બરાબર ફીટ બાંધી તેને કોથળામાં પૂરી દીધો હતો. કપડું ખેંચીને બાંધવાથી તે બેભાન બની ગયો હતો.

જ્ઞાન જલદીથી કોથળા પાસે ગયો અને તેનું મોઢું ખોલી નાખ્યું. તેણે બીજા માણસોની મદદથી બેભાન ગુરદીપને બહાર કાઢ્યો.

''મારું ઘર નજીક છે, ચાલો ત્યાં જઈએ'' એમ કહીને એક માણસે ગુરદીપને પોતાના ખભા પર ઉપાડી લીધો અને ચાલવા લાગ્યો.હવે જ્ઞાનચંદ પણ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. મિત્રને છોડાવવાનું અને લુંટારાને પકડાવવાનું તેનું કામ પૂરું થઈ ગયું હતું. લોકોએ બાળચોરને પકડ્યો હતો. તેઓ તેને બરાબર મારતા હતા.

જ્ઞાન અને પેલા માણસે ઘેર જઈને ગુરદીપને સુવાડી દીધો. તેના મોં પર પાણી છાંટ્યું. તેને કૃત્રિમ શ્વાસ આપ્યો. જલદી

તેને ભાન આવી ગયું, ''હું ક્યાં છું ? મને શું થયું છે ? પેલો માણસ ક્યાં ગયો ?'' કહેતો કહેતો આંખો ચોળતો- ચોળતો ગુરદીપ ઊભો થઈ ગયો.

''ગભરાઈશ નહીં, તું બિલકુલ સુરક્ષિત છે બેટા !'' એમ કહેતાં - કહેતાં ઘરમાલિકે ગુરદીપના માથા પર હાથ ફેરવ્યો. જ્ઞાનચંદે પેલા લુંટારુને પકડી લીધાની બધી વાત કહી.

''ઓહ ! તો આજે તેં હિંમતપૂર્વક પોતાની જાતને મુશ્કેલીમાં મૂકીને મારું રક્ષણ કર્યું છે'' ગુરદીપ કહેવા લાગ્યો.

''એ તો મારી ફરજ હતી, મારે કરવું જ જોઈએ. ભગવાન મારી આ ભાવના હંમેશાં જીવિત રાખે'' જ્ઞાને કહ્યું.

મકાન-માલિક બન્નેની વાતચીતથી ખૂબ જ ખુશ થયા. તેમણે તેમને બન્નેને નાસ્તો કરાવ્યો અને ઘેર મૂકી આવ્યા.

બીજી બાજુ પેલા લુંટારાને લોકો પોલીસચોકી પર લઈ ગયા. થાણેદારે બતાવ્યું કે તે ખૂબ જ જાણીતો ગુનેગાર છે. બાળકોને ચોરી જવા અને વેચવા તે તેનો ધંધો છે. પોલીસો તેની જ તપાસ કરતાં હતાં. સિપાઈઓએ તેને ખૂબ જ માર માર્યો. અને ધક્કા મારી તેને એક રૂમમાં બંધ કરી દીધો.

''તમે એને ક્યાંથી પકડ્યો ?'' હવે થાણેદારે સાથે આવેલા માણસો પાસેથી વાત જાણવા માંગી. જ્યારે તેમણે જાણ્યું કે એક નાના બાળકની બહાદુરીથી તે ગુનેગાર પકડાઈ ગયો છે ત્યારે તેઓ ખૂબ જ ખુશ થયા. તેમને મળવા તેઓ તેમને ઘેર ગયા. તેમણે જ્ઞાનચંદની પીઠ થાબડી, તેને ખૂબ જ શાબાશી આપી અને કહ્યું ''બેટા ! તમારા જેવા બહાદુર બાળકો જ સમાજનું ગૌરવ છે. હંમેશા આવી જ બહાદુરીથી કામ કરો.''

થોડા દિવસો પછી એક જાહેર સમારંભમાં શહેરના મુખ્ય

પોલીસ અધિકારીએ જ્ઞાનચંદને ઈનામ આપ્યું અને અભિનંદન આપ્યા. એટલું જ નહીં પણ બહાદુરી માટે રાષ્ટ્રીય ઈનામ મેળવવાવાળા બાળકોના નામોમાં જ્ઞાનચંદનું નામ સૌથી પ્રથમ હતું. વડાપ્રધાન શ્રીમતી ઈન્દિરાં ગાંધીએ જ્ઞાનચંદને ઈનામ આપી તેનું સન્માન કર્યું. વડાપ્રધાન પાસેથી ઈનામ લેતાં જ્ઞાનચંદ ખૂબ જ ખુશ હતો. તે સમયે જ તે મનમાં નિશ્ચય કરી રહ્યો હતો, ''હું હંમેશાં ખરાબ કાર્યો, અનીતિ અને અત્યાચારની સામે લડીશ. સમાજ અને રાષ્ટ્રના ઘડતર માટે મારું જીવન અર્પણ કરીશ.''

# ઝાડ અને પથ્થર

શરદ ઋતુ હતી. મોસમ ખૂબ જ સુંદર હતી. રાત્રે ઠંડી હવા લહેરાતી. હરસિંગારનાં ફૂલ ખૂબ ખરતાં. તે વૃક્ષની નીચે જ પથ્થરની એક મોટી શિલા હતી. મોટાભાગનાં ફૂલ તેના પર પડતાં. પથ્થરની શિલાને ખૂબ જ ગુસ્સો ચડતો. તેણે કેટલીયે વખત વૃક્ષને ચેતવણી આપી, ''જુઓ, તમારાં ફૂલોને મારા પર ન પાડશો. આ બાબત સારી નથી.''

પરંતુ તેમ છતાં હંમેશાં તેમ જ બનતું. હવે પથ્થરની શિલાનો ગુસ્સો વધી ગયો. 'ઠીક છે. આ અપમાનનો બદલો લઈશ જ' તેણે પોતાની જાતને કહ્યું.

બીજા જ દિવસથી તેણે ફૂલોને કચડવાનું ચાલું કરી દીધું. નાનાં નાનાં ફૂલો ખરતાં અને પથ્થર કઠોર બનીને તેને કચડી નાખતો. છતાંય ફૂલોનું ખરવાનું બંધ ન થયું. શિલા તો વિચારતી હતી કે ફૂલોને આ રીતે કચડાઈ જતાં જોઈને વૃક્ષ તેની માફી માંગશે અને તેના ઉપર ખરતાં ફૂલ બિલકુલ બંધ થઈ જશે. પરંતુ ફૂલ તો પહેલાંની જેમ જ ખરતાં રહ્યા. ઊલટાનું શિલા



જ તેમને કચડતાં-કચડતાં થાકી ગઈ. છેવટે તેનાથી રહેવાયું નહીં. તેણે વૃક્ષને પૂછી જ લીધું, ''શું તમે જોતાં નથી કે હું તમારા ઢગલાબંધ ફૂલોને કચડી નાંખું છું, તો પણ તમે આટલાં બધાં ફૂલ મારી ઉપર નાખતા જ રહો છો.... ? શું ફૂલોનો આમ નાશ થતો જોઈને તમને દુઃખ નથી થતું ?''

વૃક્ષ હસ્યું અને કહ્યું, ''બહેન, હું વિચારું છું કે તમે મારા ઉપર ઉપકાર કરો છો. તમે ફૂલોને કચડીને સુગંધને ખૂબ જ દૂર-દૂર સુધી ફેલાવી દો છો.''

વૃક્ષની આ મહાનતા જોઈ શિલાનું મસ્તક ઝૂકી ગયું. તે પોતાની જાત ખૂબ જ નીચી હોય તેવો અનુભવ કરવા લાગી. તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો. વિચારવા લાગી, 'અરે, મને ખરાબ કામ કરવાવાળીને માટે પણ તેના મનમાં કોઈ દુર્ભાવ નથી. સામાન્ય રીતે તો જરીક ખોટું કરવાવાળાને અમે દુશ્મન જ માની લઈએ છીએ.' આ વૃક્ષનું દિલ કેટલું ઉદાર છે. તેણે વૃક્ષને કહ્યું, ''ભાઈ, મને માફ કરી દો. હું તમારા જેવી મહાન નથી. હું તો ખૂબ જ ખરાબ છું. મેં તો ગુસ્સામાં આવીને જ

તમારા ફૂલોને કચડી-મસળી નાખ્યા હતાં.''

વૃક્ષ તેની વાત સાંભળી થોડી વાર ચૂપ રહ્યું પછી તેણે દૂર ક્ષિતિજ તરફ જોઈને , જાણે પોતે પોતાને જ કહી રહ્યું હોય તેમ ખૂબ જ ધીમા અવાજે બોલ્યું, દરેક વસ્તુ (વાત ) ને બે બાજુ હોય છે. સારી અને ખરાબ. અગર જો અમારું મન ખરાબી શોધવા માંડે તો અમારું જીવન ક્રોધ, ખીજ અને અસંતોષથી ભરપૂર થઈ જાય. ન તો અમે કોઈ પર વિશ્વાસ કરી શકીએ છીએ, કે બીજા કોઈ અમારા ઉપર વિશ્વાસ કરે.'

''આ તો બિલકુલ સાચું જ કહો છો તમે'' શિલા બોલી. વૃક્ષ આગળ કહેવા લાગ્યું, ''જ્યારે અમે ખરાબમાં પણ સારા ગુણો શોધી કાઢીએ છીએ ત્યારે તેનાથી અમારી હિંમત અને મનોબળ વધે છે. કામ કરવાની શક્તિ વધે છે. ખરાબ કરવાવાળાનો અમે તે જ સમયે વિરોધ કરીએ એ જરૂરી નથી. પરંતુ એટલું તો કરી શકાય કે તેનો ખરાબ પક્ષ વારે વારે જોઈને પોતાના વિચારોને ઉત્તેજના અને ધૃણાથી ખરાબ ન કરીએ. અને પોતાની શક્તિઓને વ્યર્થ ન કરીએ.''

શિલા કહેવા લાગી, ''તમારા જેવો કોઈ મહાન જ તેવું કરી શકે.''

વૃક્ષે ફરીથી હસીને કહ્યું, ''બહેન, જન્મથી કોઈ મહાન કે તુચ્છ હોતું નથી. આપણે જેવું વિચારીએ, જેવું કરીએ, તેવા જ આપણે બની જઈએ છીએ. મોટાઓની મહાનતાની પાછળ તેમના વિચારોની ઉચ્ચતા, આચરણની પવિત્રતા જ હોય છે. અશક્ય કંઈ જ નથી પ્રયત્ન કરવાથી દરેક મહાન બને છે.''

વૃક્ષની વાતોથી શિલા ખૂબ જ પ્રભાવિત થઈ. કહેવા લાગી, ''ભાઈ તમે તો મોટા વિદ્વાન અને પરોપકારી છો. આજે તમે

મને જીવન જીવવાની સાચી દિશા બતાવી છે. હું પણ તે પ્રમાણે ચાલવાનો પૂરેપૂરો પ્રયત્ન કરીશ અને મારા જીવનને સફળ અને સાર્થક બનાવીશ.''

# સાન-ભાન (સમજણ)

વૃંદાવનના તે જંગલમાં કદંબનાં અનેક વૃક્ષો હતાં. વૃક્ષોની પાસે જ એક મોટો કુંડ હતો. તેનું નામ હતું પોતરાકુંડ. તેનું પાણી ગંદું અને ઓછું થતું જતું હતું એટલે લોકો ત્યાં સ્નાન કરવા માટે આવતા ન હતા, હવે ત્યાં દેડકાઓનું જ સામ્રાજ્ય થઈ ગયું હતું. કેટલાય દેડકાઓ પોતપોતાના કુટુંબ સાથે ત્યાં રહેતાં હતાં. જગ્યાની તો કોઈ કમી નહોતી. દેડકાના બચ્ચાં ત્યાં રમતાં, ખાતાં, કૂદતાં-ફરતાં અને મજા કરતાં. ખાવા માટે પણ ત્યાં ખૂબ મળતું હતું. કોઈને ત્યાં કોઈ પરેશાની નહતી.

એ દેડકાઓનો મુખી હતો દુલ્લુ. આમ તો તેનું નામ દુલારે હતું. બધા તેને પ્રેમથી 'દુલ્લુ-કાકા' કહેતા હતા. દુલ્લુ-કાકા ખૂબ જ સમજદાર હતા. તેઓ બીજાના જેવા ન હતા, જે બીજાઓ પર પોતાનો રોફ જમાવે અને તેમને હેરાન કરે. તેઓ સાચા જનસેવક હતા. તેઓ દરેકની મદદ માટે તૈયાર રહેતા. એનું કારણ એ હતું કે બધા દેડકાઓ તેને ખૂબ જ પ્રેમ કરતા હતા.

દેડકાઓનો આ વિશાળ સમૂહ પોતરાકુંડમાં ખૂબ જ આરામથી રહેતો હતો. પરંતુ થોડાં વર્ષો પછી એક દુર્ઘટના સર્જાઈ. એક દિવસે વસુ નામનો સાપ પોતાના પરિવાર સાથે ત્યાં આવ્યો. વસુને આ સ્થાન ખૂબ જ સુંદર લાગ્યું. તે પોતાના પરિવાર સાથે ત્યાં રહેવા લાગ્યો. એટલું જ નહીં પરંતુ તેણે પોતાના મિત્રો અને સગાંસંબંધીઓને પણ ત્યાં રહેવા



આવવાનું આમંત્રણ આપ્યું.

વસુના ત્યાં રહેવાથી દેડકાઓનું તો આવી જ બન્યું. વસુ અને તેના કુટુંબીઓ આઠ-દશ દેડકાઓને રોજ મારી નાખતા. દેડકાઓનાં નાનાં-નાનાં બચ્ચાં હરવા-ફરવા બહાર નીકળતાં. પરંતુ પછી તેમનો પત્તો ન મળતો. બધા દેડકાઓને ચિંતા થવા લાગી. તેઓ દુલ્લુની પાસે ગયા અને કહેવા લાગ્યા, ''કાકા, અમે મુસીબતમાં ફસાઈ ગયા છીએ. હવે તો આ સ્થાન છોડીને બીજે ચાલ્યા જવામાં જ ભલું છે. અમારા પ્યારા બચ્ચાંનો વિજોગ અમે ક્યાં સુધી સહન કરીશું.''

દુલ્લુકાકાએ ગંભીર બની કહ્યું હું પણ કેટલાય દિવસથી આ જ વિચાર કરું છું. આ જગ્યા એકદમ છોડવી પણ કઠિન છે. વર્ષો સુધી મહેનત કરીને અમે તેને રહેવાલાયક બનાવી છે. ચાલો સર્પો સાથે વાતચીત કરી જોઈએ. કોઈ સમજૂતી થઈ જાય તો સારું.

બીજા જ દિવસે દુલ્લુકાકા દેડકાઓને લઈને વસુની પાસે ગયા. દુલ્લુ કાકાએ હાથ જોડીને કહ્યું, ''મોટાભાઈ, તમે.અહીં આવ્યા છો તો અમે તમારું સ્વાગત કરીએ છીએ. આ જગ્યા અમે ઘણાં વર્ષો સુધી મહેનત કરીને રહેવાલાયક બનાવી છે.

અમે અડધી જગ્યા તમને આપવા તૈયાર છીએ. અડધી જગ્યા અમારા માટે છોડી જો અને અડધીમાં તમે રહો.''

આ સાંભળીને વસુ ફૂંફાડા મારીને બોલ્યો, તમે અમને અડધી કે પૂરી જગ્યા આપવાવાળા કોણ છો ? તમારી આ હિંમત ? અમારી સાથે આવી વાત કરો છો ? હવે અહીં અમે અને અમારાં સગાંસંબંધી રહીશું. વધારે કંઈ કહ્યું તો બધા મોતના મુખમાં ચાલ્યા જશે.''

દેડકાઓ ઉદાસ થઈ પાછા આવ્યા. વસુના ખરાબ વર્તનથી તેમને ખૂબ દુઃખ થયું. તે બધાં નિરાશ થઈ પોતરાકુંડ છોડવાની તૈયારી કરવા લાગ્યા.

દુલ્લુ કાકાએ કહ્યું, ''ભાઈઓ, વસુએ સજ્જનતા અને શિષ્ટતાથી આ જ કહ્યું હોત તે અમને ખરાબ ન લાગત, એ બરાબર છે કે શારીરિક બળમાં તે અમારાથી વધુ બળવાન છે. પરંતુ બળવાનનો પણ આવો ઉદ્ધતાઈભર્યો વ્યવહાર તેને શોભતો નથી. વસુને શિક્ષા મળવી જ જોઈએ જેથી તે બીજાઓને તુચ્છ, નિર્બળ કે અસહાય સમજીને સતાવે નહીં. આપણે આપણી બુદ્ધિ-બળથી તેને હરાવીને જ રહીશું.

''કેવી રીતે ?'' બધા દેડકાઓએ એકીસાથે પૂછ્યું. દુલ્લુ કાકાએ પોતાની યોજના સમજાવી. દુલ્લુકાકાનો એક મિત્ર અંશુ નામનો નોળિયો હતો.તેમણે અંશુને મુશ્કેલીના સમયમાં મદદ કરી હતી. તેમને વિશ્વાસ હતો કે હવે મુશ્કેલીના સમયમાં અંશુ પણ સાચા મિત્રની જેમ મદદ કરશે. દુલ્લુકાકા અને બીજા કેટલાક દેડકાઓ દોડતાં-દોડતાં તેમની પાસે ગયા અને બધી વાત કહી સંભળાવી.

અંશુએ વાત સાંભળી તરત જ કહ્યું, ''તમે ચિંતા ન કરો. હું મારા મિત્રો સાથે જલદી આવી જઈશ. ત્યાં સુધી તમે લોકો

થોડા દિવસ માટે બીજે ક્યાંક રહેવા ચાલ્યા જાવ. ક્યાંક એવું ન બને કે વસુ ગુસ્સે થઈ તમારી સાથે જ બદલો લે.''

''ઠીક છે, અમે એમ જ કરીશું.'' કહીને દુલ્લુકાકા અને બીજા દેડકાઓ ત્યાંથી પાછા આવ્યા.બીજે જ દિવસે બધા દેડકાઓ પોત-પોતાના મિત્રો સાથે સમૂહમાં પોતરાકુંડ છોડી ચાલ્યા ગયા.

અંશુ પોતાના મિત્રો અને સંબંધીઓ સાથે ખૂબ જ જલદી ત્યાં આવી પહોંચ્યો. તેણે આવતાની સાથે જ આખા સ્થાનમાં જાહેરાત કરાવી દીધી કે નોળિયાઓનું આખું રાજ્ય અહીં વસવાનું છે. આમ તો નોળિયાઓ સંખ્યામાં ઓછા હતા, પરંતુ તેઓ દરેક વખતે ત્યાં ફરતા જ રહેતા હતા. આ જોઈને વસુ ડરી ગયો. તેણે આ સ્થાન છોડી દેવામાં જ પોતાનું ભલું માન્યું. તેના મિત્રો તેને ગાળો દેવા લાગ્યા. તમે કંઈ પણ સમજ્યા-વિચાર્યા વિના અમને અહીં બોલાવી લીધા. એટલું તો જોઈ લેવું હતું કે આ સ્થળ સુરક્ષિત છે કે કેમ ? પછી જ અમારું ઘર છોડાવવું હતું. વસુ શું કહે ! તેણે તો બધાનું સારું જ ઈચ્છયું હતું પણ થયું ખરાબ ! તે ચૂપચાપ માથું નીચું કરી સાંભળી રહ્યો. તેને ડર હતો કે આથી વધારે બીજા નોળિયા જો આવી જશે તો સાપો માટે ભય છે. એટલે વસુ બધા સાપોં સાથે રાતોરાત ત્યાંથી ચાલ્યો ગયો.

દુલ્લુકાકા અને બીજા દેડકાઓ આસપાસમાં જ સંતાઈ ગયા હતા. વસુ દૂર ગયો ત્યાં જ તેઓ નાચતાં-કૂદતાં અને ગાતાં-ગાતાં ત્યાં આવી ગયા. દુલ્લુએ અંશુ નોળિયાને ખૂબ જ ધન્યવાદ આપ્યા. તેના જ કારણે તેઓ પોતાની શક્તિથી વધારે બળવાન સાપોને હટાવી શકયા હતા. મુશ્કેલીના સમયમાં મદદ કરીને અંશુએ સાચી મિત્રતા નિભાવી હતી. દુલ્લુ અને બીજા

દેડકાઓએ અનેક ઈનામો આપીને અંશુને માનસહિત વિદાય આપી.

બધા દેડકાઓએ દુલ્લુકાકાની સાન-ભાનની પ્રશંસા કરી. તેના કારણે જ તેઓ બધા પોતાના જૂના ઘરોમાં પાછા આવી શક્યા હતા. દુલ્લુકાકા કહેવા લાગ્યા, ''ભાઈઓ ! આપણે બધાની સાથે સજ્જનતાથી વ્યવહાર કરવો જોઈએ પરંતુ જ્યારે દુષ્ટ સજ્જનતાનું મૂલ્ય (કિંમત )ન સમજે, દુષ્ટતા આચરવામાં જ હોશિયાર રહે તો પછી તેની આગળ નિર્બળ બનવું એ કાયરતા છે. તેને પાઠ ભણાવવો જ જોઈએ કે જેથી તે પોતાની દુષ્ટતાથી બીજાને હેરાન ન કરી શકે. આપણાથી વધુ શક્તિશાળી ઉપર પણ આપણે સાન-ભાન (બુદ્ધિબળ)થી વિજય પ્રાપ્ત કરી શકીએ છીએ. કોઈ પણ સ્થિતિ (વાત) એવી નથી કે જેને બુદ્ધિથી હલ (નિરાકરણ) ન કરી શકાય. પરંતુ તેના માટે ધીરજ અને આત્મવિશ્વાસની જરૂર છે.

''અને ત્યારે જ સફળતા પણ મળે છે.'' દેડકાઓ એકી સાથે બોલી ઊઠ્યા.

પછી બધા મિત્રો આજના દિવસના આનંદ માટે આયોજન કરેલા વિશાળ ભોજન-સમારંભનો આનંદ લેવા ચાલી નીકળ્યા.

# લુચ્ચું શિયાળ

ગોમતી નદીને કિનારે એક નાનું જંગલ હતું. ત્યાં અનેક નાનાં-મોટાં પ્રાણીઓ રહેતાં હતાં. શ્યામા બિલાડી, ગામા સસલું, લલ્લી મુરઘી, રાજા રીંછ એ બધા એકબીજાના મિત્રો હતા. તેમની પોતાની અલગ મંડળી હતી. બધા ભેદભાવ અને દુશ્મનીને છોડી દઈને હળીમળીને રહેતા હતા. એકબીજાનું



હિત ચાહતા હતા. પ્યાર કરતા હતા. આમ તો એ બધાના સ્વભાવ અલગ હતા, તો પણ તેઓ કોઈ દિવસ કોઈ ઉપર હુમલો કરતા નહીં કે કોઈનું ખરાબ પણ ઈચ્છતા ન હતા. જંગલનાં બીજાં પ્રાણીઓ તેમની મિત્રતાનું ઉદાહરણ આપતા.

સજ્જનો હળીમળીને રહેવામાં અને પ્રેમ અને પ્રસન્નતા ભરેલું વાતાવરણ બનાવવામાં ગૌરવ સમજે છે પરંતુ તેથી ઊલટું દુર્જનો પરસ્પર ઝઘડા કરાવે છે. લડાઈ-ઝઘડા કરાવી વાતાવરણ ખરાબ કરતા રહે છે. તેજી શિયાળને આ બધાની મિત્રતા ગમતી ન હતી. તેણે પોતાની સખીઓ આગળ પ્રતિજ્ઞા કરી કે તે બિલાડી તથા બીજાં પ્રાણીઓમાં લડાઈ કરાવીને જ રહેશે. દુર્જનો પોતાના અભિમાન અને સ્વાર્થથી પ્રેરાઈને એવાં કાર્યો કરે છે જેથી બીજાઓનું ખરાબ થાય.

તેજી જાણતી હતી કે સામાન્ય રીતે શ્યામા બિલ્લી તથા બીજાં પ્રાણી વાત પણ કરશે નહીં અને તેને મિત્ર પણ બનાવશે નહીં. એટલે તે સમયની રાહ જોવા લાગી. તે સમય જોવા લાગી કે

ક્યારે તેમને મદદ કરું. બે-ચાર વખત આ પ્રમાણે કરીને તેણે તેના ઉપર વિશ્વાસ મેળવી લીધો. છેવટે તેજીએ તેમના મિત્ર બનવામાં સફળતા મેળવી લીધી.

તેજી મોટેભાગે પોતાની પ્રશંસા કરતી અને પોતાના ગુણોનું વર્ણન કર્યા કરતી. તે પોતાની સત્યનિષ્ઠા, ઉદારતા. પરોપકાર વગેરેના પ્રસંગોનું વર્ણન કર્યા કરતી. ભોળાં પ્રાણીઓ તેના પર વિશ્વાસ કરી લેતા. શ્યામા બિલ્લી અને ગામા સસલું વગેરેએ તેજીને વિશ્વાસુ મિત્ર માની લીધી. તે હવે પોતાની ગુફા છોડીને તેમની સાથે રહેવા આવી ગઈ.

સારા વ્યવહારની એ અનિવાર્ય શરત છે કે જેવું વિચારીએ તેવું જ કહેવું જોઈએ અને તેવું જ કરવું જોઈએ. પરંતુ દુર્જનો તેનાથી અલગ હોય છે. તે વિચારે છે અલગ, કહે છે અલગ અને કરે છે અલગ. તેજી પણ એવી જ હતી. તે મોઢેથી તો પ્રેમપૂર્વક હળીમળીને રહેવાની વાત કરતી પરંતુ ભેદ પડાવવા માટેના પ્રસંગો શોધતી રહેતી. એકાંત મળતાં જ તે એકબીજાના વિરુદ્ધમાં કાનભંભેરણી કરતી. તેજી શિયાળ જ્યારે જાડા-તંદુરસ્ત ગામા સસલાને જોતી તો તેના મોંઢામાં પાણી આવતું. તે કપટ કરીને તેને મારવાનો સમય શોધવા લાગી.

એક વખતે શ્યામા બિલાડી માંદી પડી. તેજીએ ખૂબ સેવા કરીને તેનું મન જીતી લીધું. એક દિવસ તે દત્તા ગેંડાને ત્યાંથી શ્યામાની દવા લઈને પાછી આવી અને ચૂપચાપ એક ખૂણામાં નિરાશ થઈને બેસી ગઈ. તેને ચૂપચાપ જોઈને બધાએ તેને પૂછયું, ''શું વાત છે ? આમ ઉદાસ કેમ બેઠી છે ?'' તેજી પહેલાં તો ના-ના કરતી રહી પરંતુ ખૂબ પૂછવામાં આવતાં વિશ્વાસ મૂકીને બોલી કે, ''ખેર ! હું પણ સસલું હોત તો !''

"કેમ શું વાત છે ? બધાએ ઉત્સુકતાથી પૂછ્યું," શિયાળે કહ્યું, દત્તા ગેંડાએ કહ્યું છે કે આ દવા સસલાના લોહીમાં આપવી પડશે. જો હું સસલું હોત તો મિત્ર માટે મારું લોહી આપી દેત.

બાજુમાં બેઠેલા ભાલુ રાજાએ પણ તેજીની વાતમાં, હામાં હા મિલાવી અને કહ્યું, "અરે ! એ તો કોઈ મોટી વાત નથી. અમારો ગામા પણ ક્યાં પાછળ પડે તેમ છે. થોડા લોહીની જ વાત છે. તે જરૂર આપશે."

શિયાળની તો ઈચ્છા જ એ હતી કે થોડા લોહીને બહાને તે ગામાનું ખૂબ લોહી કાઢી લેશે. ખૂબ લોહી નીકળી જશે ત્યારે તેજી તેને ચૂપચાપ પી લેશે. આમ વિચારી રાજાની વાત સાંભળી તે મનમાંને મનમાં આનંદથી નાચી ઊઠી.

તે દિવસે ગામા સસલું અને લક્ષ્મી મુરઘી બંને સાથે જંગલમાં ગયા હતા. રાત્રે તેઓ મોડેથી ઘેર આવ્યા.ખાઈ-પીને જ્યારે તે બધાં સૂવા લાગ્યાં ત્યારે રાજાએ તેમને બધી વાત કહી. ગામાએ ખુશ થઈને કહ્યું કે, "મારાં અહોભાગ્ય છે કે મિત્રને માટે મારું લોહી કામમાં આવશે. સવારે જ હું મારું લોહી આપીશ."

બધા ઊંઘી ગયા, પણ લક્ષ્મી મુરઘીને ઊંઘ આવતી ન હતી. તેને લાગતું હતું કે દાળમાં કંઈક કાળુ છે. તેજીની વાતો પર તેણે કદાપિ મનથી વિશ્વાસ કર્યો ન હતો. બીજી મુરઘીઓ પાસેથી તે તેજીની ખરાબ વાતો સાંભળી ચૂકી હતી અને આજ સુધી દત્તા ગેંડાએ કોઈને કોઈ પ્રાણીના લોહીમાં દવા આપી ન હતી. તે તો હંમેશાં જડીબુટ્ટીની દવા નદીના પાણીમાં જ આપતો હતો. તેણે મનમાં વિચાર્યું કે મારે સાચી વાત જાણવી

જોઈએ. તેણે આખી રાત જાગતાં-જાગતાં પસાર કરી. સવાર થતાં જ તેણે બાંગ પોકારી. પછી જલદી ગામા સસલાને ઉઠાડ્યું. બધા સાંભળે તેમ તે જોરથી બોલી, "ચાલો ઊઠો, આજે તો તમારે લોહી આપવાનું છે. નદીકિનારે નાહી-ધોઈ આવો, ખાઈ-પી લો પછી જલદીથી આ કામ કરો."

રસ્તામાં લક્ષ્મીએ ગામાને બધી વાત સમજાવી. તેણે કહ્યું, "નદીકિનારે આવવાનું તો માત્ર બહાનું જ હતું. ચાલો દત્તા ગેંડાને ત્યાં જલદીથી જઈને સાચી વાત શું છે તે જાણી લઈએ."

તેમની વાત સાંભળીને દત્તા ગેંડાને ખૂબ જ નવાઈ લાગી, "અરે ! હું કોઈ દિવસ આવું પાપ કરું ! એકને બચાવવા માટે બીજાને શા માટે મારું ?"

"પણ દાદાજી, તેજી શિયાળ તો કાલની આ જ વાતો ગાયા કરે છે. આખા જંગલમાં તમને બદનામ કરી રહી છે. આવું થશે તો કોઈ પ્રાણી તમારી પાસે દવા લેવા નહીં આવે." આમ મુરઘીએ દત્તા ગેંડાને ભડકાવ્યા.

લક્ષ્મીની વાત સાંભળી દત્તા ગુસ્સે થઈ ગયો. તેણે જોરથી કહ્યું, "ચાલો મારી સામે તેને આવું કહેવડાવો." ત્રણે જણા ગુફા તરફ ચાલવા લાગ્યા. તેજી ગુફાની બહાર ઝાડીમાં ઊભી હતી. તે સારો એવો બાવળનો કાંટો શોધી રહી હતી જે દેખાવમાં નાનો લાગે પણ ખૂબ જ લોહી કાઢે. તેણે ઝાડીમાં એક ખાડો પણ ખોદી રાખ્યો હતો જેથી સસલાને મારી ત્યાં દાટી દે અને પછી સમય મળતાં જ તેને ખાઈ જાય.

ત્યારે જ તેજીએ લક્ષ્મી મુરઘી અને ગામા સસલાને આવતાં જોયાં. તેના મોંમાં પાણી છૂટ્યું અને તે પોતાના હોઠ ચાટવા

લાગી. તે ઝડપથી બહાર નીકળી. પણ ત્યાં જ તેની નજર દત્તા ગેંડા પર ગઈ. તે એક જ ક્ષણમાં બધી વાત સમજી ગઈ. હવે તો મારી ખેર નથી તેણે મનમાં જ કહ્યું અને ઝડપથી ઝાડીઓમાં તે ભાગવા લાગી. દત્તા ગેંડાએ, લલ્લી મુરઘીએ, અને ગામા સસલાએ તેને ખૂબ જ બૂમો પાડી. પણ તે ક્યાં સાંભળવાની હતી ! તે જાણતી હતી કે દત્તા ગેંડો ગુસ્સામાં છે અને એક જ ક્ષણમાં તે મને ફાડી મારી નાંખશે.

ગુફામાં જઈને દત્તાએ શ્યામા બિલ્લી અને રાજા ભાલુને ખૂબ જ માર્યા. તેણે કહ્યું, "તમે કેવા છો ? બીજાની વાત પર આંખ બંધ કરીને જ વિશ્વાસ કરી લો છો. પોતાની બુદ્ધિથી તો કંઈક વિચારો. આ તમારું ભોળપણ નથી પણ મૂર્ખાઈ છે. આ રીતે તો તમને ગમે તે કોઈ ગમે ત્યારે મૂર્ખ બનાવી જશે.

બન્નેને પોતાની ભૂલનો અનુભવ થઈ રહ્યો હતો. તેમનાં માથાં શરમથી ઝૂકી ગયાં હતાં. અરે ! અમે અમારા આંધળા વિશ્વાસથી ઠગાઈ ગયાં હતાં. જેને જિંદગીમાં જાણ્યો નથી તેના પર કોઈ દિવસ વિશ્વાસ ન કરવો જોઈએ એમ તેઓ અંદર-અંદર કહેવા લાગ્યા. દત્તા ગેંડાની આગળ તેમાણે ફરીથી હવે આવું નહીં બને તેની માફી માંગી.

કેટલાક દિવસો પછી જંગલનાં બીજાં પ્રાણીઓ દ્વારા જાણવા મળ્યું કે તેજીના આગળના બન્ને પગ ખરાબ થઈ ગયા છે. થયું હતું એવું કે તે દિવસે આંધળી ભાગદોડથી તેના પગમાં ઝેરી કાંટા વાગ્યા હતા. કેટલાક કાંટા બહુ જ પ્રયત્ન કરવા છતાં નીકળી શક્યા ન હતા. કેટલાક મહિના સુધી તે અંદરને અંદર પાકતા રહ્યા પછી અંદરને અંદર ઝેર ફેલાતું ગયું અને બન્ને પગ નકામા બની ગયા. તેજી શિયાળનો જીવ તો બચી ગયો પણ તે હંમેશ માટે અપંગ બની ગઈ , બીજાનું ખરાબ

કરવાવાળા એ સમયે ભૂલી જાય છે કે તેનું પાપ ક્યારેક ને ક્યારેક તો તેને જ નુકસાન કરશે.

# મોરની ઈર્ષા

એક વિશાળ વનમાં મોટેભાગે પક્ષીઓનું સંમેલન મળતું હતું. એ વનનાં જ નહીં પણ દૂરદૂરનાં પક્ષીઓ તેમાં ભાગ લેતાં હતાં. ત્યારે ખૂબ જ આનંદદાયક વાતાવરણ બની જતું. જુદા જુદા પ્રકારના કાર્યક્રમ થતા. કોઈ ગાતું, કોઈ નાચતું તો કોઈ ભાષણ આપતું, કોઈ નાટક કરતું, કોઈ રમતો બતાવતા તો કોઈ ઊડવાની સ્પર્ધામાં હરીફાઈ કરતા. આમ તો બધાં પક્ષીઓ બહુ જ સુંદર કાર્યક્રમ બતાવતા. પરંતુ ગાવાની હરીફાઈમાં હંમેશાં કોયલ જ જીતતી. નાચવામાં હંમેશાં મોર વિજયી થતો. વ્યાખ્યાનમાં પોપટ જીતી જતો અને નાટક કરવામાં બગલો ઈનામ મેળવતો. દરેક વખતે મોટેભાગે એવું જ બનતું.

મોરને હંમેશાં બે ઈનામ મળે- એક નૃત્ય હરીફાઈમાં અને



બીજું સૌંદર્ય હરીફાઈમાં. પણ એટલાથી એને સંતોષ હોતો નથી. તે દેવી સરસ્વતીનું વાહન હતો તેથી તે પોતાને વિશિષ્ટ માનતો હતો. તે ઈચ્છા રાખતો હતો કે પોતાને ઘણાં ઈનામ મળે. દરેક કાર્યક્રમમાં તે જ વિજયી થાય જેનાથી પક્ષીઓ ઉપર એમની ધાક પડી જાય. બીજાં પક્ષીઓના ગુણ તથા સુંદરતા જોઈને તેનું મન ઈર્ષા અને અસંતોષથી ભરાઈ જતું.

બધા મોરે મળીને સલાહ કરી, પછી મોરનો પ્રતિનિધિ સરસ્વતીની પાસે પહોંચ્યો અને તેણે કહ્યું, "દેવી તમે તો બધું જ કરવાને શક્તિમાન છો. તમે અમને કૃપા કરીને કોયલ જેવો અવાજ આપો, કબૂતર જેવા પગ આપો, નીલકંઠ જેવું ગળું આપો. બીજાં પક્ષીઓ અમારી સાથે હરીફાઈ કરીને જીતી જાય એ અમારે માટે શરમની વાત છે. તમે અમને એવા બનાવો કે બધાં પક્ષીઓ અમારાથી હારી જાય."

મોરના પ્રતિનિધિની વાત સાંભળીને સરસ્વતી દેવી હસી પડ્યાં. તેમણે કહ્યું, "બાળકો, બીજાના ગુણોની આગળ પોતાના ગુણોને કેમ યાદ નથી કરતા. કોયલ સુંદર ગાય છે તો તમે સરસ નાચો છો. કબૂતરના પગ સુંદર છે તો તમારા પગ પણ સુંદર છે. બીજાઓનું જોઈ ઈર્ષા શા માટે કરો છો ? ઈર્ષા અને અભિમાન બન્ને એવા અવગુણ છે કે જે આપણો વિનાશ કરે છે. તેના કારણે આપણે બીજાનો તિરસ્કાર જ મેળવીએ છીએ. ભગવાને શરીર બનાવ્યું છે તો તમે તમારો સ્વભાવ બનાવી શકો છો. શરીર તો જેવું છે તેવું જ રહેશે, બદલી શકાતું નથી. પરંતુ હા, સ્વભાવ જરૂર બદલી શકાય છે. સારો સ્વભાવ રાખશો અને ગુણવાન બનશો તો તમને બધાનો પ્યાર અને સન્માન મળશે. ખરાબ ગુણો અપનાવશો તો કોઈ તમને પ્યાર

નહીં કરે.

મોરનો પ્રતિનિધિ ચૂપચાપ માથું નમાવી સરસ્વતીજીની વાત સાંભળતો રહ્યો.

તેમણે ફરી કહ્યું, ''ગાવાનો ખૂબ જ અભ્યાસ કરો તો જ તમે સરસ ગાઈ શકશો. દેવોના વરદાન પર વિશ્વાસ ન રાખો, પોતે જ મહેનત કરો. દેવો પણ તેની જ મદદ કરે છે જે પોતે પોતાને મદદ કરે છે.''

મોર ત્યાંથી ચૂપચાપ માથું નમાવી પાછો ચાલ્યો આવ્યો. સરસ્વતીજીએ જે કહ્યું હતું તે બધાને કહી સંભળાવ્યું.

પરંતુ મોરે આજ સુધી ગાવાનો અભ્યાસ નથી કર્યો, મહેનતથી ડરનારા તેઓ હજી સુધી ગીત ગાવાનું શીખી શક્યા નથી. જે ફક્ત ભગવાનનું વરદાન ઇચ્છે છે પણ પોતે કંઈ જ શ્રમ કરતા નથી, તેઓ જીવનમાં કંઈ જ મેળવી શકતા નથી.

# કાવતરું

શાન્તા નામની એક બકરી હતી. તેનું ઘર એક ગાઢ જંગલમાં હતું. ત્યાં બીજાં પણ અનેક નાનાં-મોટાં પ્રાણીઓ રહેતાં હતાં. બધા શાન્તાને પ્યાર કરતા હતા. તે ખૂબ જ ભલી હતી. પડોશીઓને મદદ કરવા તે હંમેશાં તૈયાર રહેતી અને બધાની સાથે સારો વ્યવહાર રાખતી.

એક સમયની વાત છે. જંગલમાં ભયંકર તોફાન આવ્યું. બધા પોત-પોતાનાં ઘરોમાં સંતાઈને બેઠા હતા. ત્યારે શાન્તાના દરવાજા પર ટકોરા પડયા. શાન્તાએ પહેલાં તો વિચાર્યું કે તોફાનને કારણે ખખડતું હશે પણ મોડે સુધી ખટ-ખટ થયા કર્યું ત્યારે તે ઊઠી અને દરવાજો ખોલવા લાગી. દરવાજો ખોલતાં જ તેણે જોયું કે એક રીંછ પલળીને હેરાન થતું બહાર ઊભું



હતું. તે કહી રહી હતી કે, ''બહેન હું બીજા જંગલમાંથી આવી છું. રસ્તો ભૂલી ગઈ છું. આ તોફાનમાં તમે મને મદદ કરો.''

ત્યારે જોરથી વીજળી ચમકી અને બન્ને ગભરાઈ ગઈ. શાન્તાએ રીંછનો હાથ પકડીને જલદીથી તેને અંદર લઈ જતાં કહ્યું, ''બહેન, આ તમારું જ ઘર છે એમ માનીને કોઈપણ જાતનાં સંકોચ વગર રહો.''

ઘરમાં અંદર આવીને રીંછનું મન ખૂબ જ પ્રસન્ન થયું. શાન્તાનું ઘર ગુફાની અંદર હતું. તે ખૂબ જ મોટું અને સ્વચ્છ હતું. જરૂરિયાત જેટલી હવા અને પ્રકાશ પણ આવતાં હતાં. કાણાંઓમાંથી બહારનું દૃશ્ય દેખાતું હતું. અહીં તોફાનથી કોઈ ડર ન હતો. શાન્તાએ રીંછનો આદર- સત્કાર કર્યો. અને બન્ને જાણા ખૂબ જલદી એકબીજા સાથે હળી-મળી ગયા.

વરસાદ સતત ત્રાણ દિવસ સુધી ચાલુ જ રહ્યો. શાન્તાએ રીંછને ઘેર ન જવા દીધું. ત્રાણ દિવસમાં રીંછે મીઠી મીઠી વાતો કરીને શાન્તાનું દિલ જીતી લીધું. શાન્તા તો ખૂબ જ ભોળી-ભલી હતી. છળકપટ જાણતી ન હતી. દીના નામની એ રીંછ જે કંઈ કહે તેને તે સાચું માની લેતી હતી. તેના પર તે

વિશ્વાસ કરતી હતી.

એક દિવસ વાતવાતમાં દીના કહેવા લાગી, ''બહેન, તમારું ઘર ખૂબ મોટું છે તમે અહીં એકલાં જ રહો છો તો કોઈને તમારા સાથે રાખી લો કે જેથી તમને ફાવશે પણ ખરું અને મુશ્કેલીમાં કામ પણ આવશે.''

શાન્તાએ વિચાર કરતાં-કરતાં કહ્યું કે તે તો ખરું છે. પછી હસતાં-હસતાં કહ્યું, ''સારો મિત્ર હું ક્યાં શોધીશ, તમે જ મારી સાથે રહી જાઓ.''

''ઓહો ! તમે રાખશો તો જરૂર રહીશ,'' દીનાએ કહ્યું. તે શાન્તા પાસે આમ જ કહેવડાવવાનું ઈચ્છતી હતી. તેથી તે મનમાં ને મનમાં ખુશ થઈ રહી હતી.

હસતાં-હસતાં કહેલી વાત સાચી બની ગઈ અને દીના ત્યાં જ રહેવા લાગી. એકાદ વખત તેણે જવાનો પ્રયત્ન કર્યો તો શાન્તાએ કહ્યું, ''બસ મન ઊઠી ગયું ? તમે તો અહીં રહેવાનું કહેતા હતાં !''

દીનાએ હસતાં-હસતાં ભોળપણથી કહ્યું કે, ''પછી તમે મને કાઢી મૂકશો તો નહીં ને ?''

શાન્તાએ કહ્યું, ''જ્યારે એવું કરું ત્યારે કહેજે.''

અને પછી દીના શાન્તાની પાસે જ રહેવા લાગી. દીના અને શાન્તા પછી તો સાથે સાથે જ ખાવાનું શોધવા માટે જંગલમાં જતી અને સાથે સાથે ફરતી. શાન્તાને દીનાના આવવાથી ખૂબ જ સારું લાગતું હતું. આખો દિવસ એમનો મોજમજામાં વીતતો હતો. આખા ઘરનું બધું જ કામ દીનાએ સંભાળી લીધું હતું. તે શાન્તાને કંઈ જ કામ કરવા દેતી ન હતી. દીનાએ બધી રીતે શાન્તાને પોતાની આશ્રિત બનાવી

દીધી હતી. તેની મીઠી બોલી અને સારા વ્યવહારથી શાન્તા દીના પર મુગ્ધ બની ગઈ હતી. દીના સિવાય હવે જાણે તેને કોઈની પણ જરૂર રહી નથી. તે હંમેશાં દીનાની સાથે જ રહેતી અને ગમે ત્યાં જાય ત્યાં પણ દીનાની સાથે જ જતી. બીજાની સાથે વાતો કરવાનો હવે તેને ઓછો સમય મળતો હતો.

શાન્તાના પાડોશીઓને આ ન ગમ્યું. એક દિવસે સમય મળતાં એક વૃદ્ધ પાડાએ કહ્યું, "શાન્તા બેટી, આ દીના શું તમારી કોઈ સંબંધી છે ?"

શાન્તાએ કહ્યું, "ના દાદાજી, આ તો ભગવાને મારે માટે એક સારી બહેનપણી મોકલી છે. પછી તેણે આંધીથી હેરાન થઈ દીનાના આવવાની બધી વાત તેણે પાડાને કહી સંભળાવી. આ સાંભળી તે વૃદ્ધ પાડો ગંભીર બની ગયો અને કહ્યું, "શાન્તા, મુશ્કેલીના સમયમાં આપણે એકબીજાના કામમાં આવીએ, તેમની મદદ કરીએ એ વાત તો સમજી શકાય, પણ કોઈની સાથે ગાઢ સંબંધ બાંધતાં પહેલાં સારી રીતે એ સમજી-વિચારી લેવું જોઈએ. તપાસ કરી લેવી જોઈએ કે તે તેના યોગ્ય છે કે કેમ ? ક્યાંક આપણી સજ્જનતા કોઈની દુષ્ટતાને પોષી તો રહી નથી ને ? ફકત વ્યવહારના આધાર પર શરૂઆતમાં જ કોઈ અપરિચિત વ્યક્તિને સજ્જન કે દુર્જન કહેવો ખૂબ કઠિન છે. કેમ કે બન્નેનો વ્યવહાર એક જ હોય છે. એટલું જ નહીં પણ દુર્જનો તો સજ્જનોથી પણ વધારે નમ્ર અને સારા વ્યવહારુ હોય છે. તેઓ એવું બતાવે છે કે તે જ તમારા હિતેચ્છુ છે. જ્યારે તેઓ જુએ છે કે તેમનો વિશ્વાસ બરાબર થઈ ગયો છે ત્યારે જ તે પોતાના વાસ્તવિક સ્વરૂપને પ્રગટ કરીને તમારી

સાથે દગો કરે છે. એટલા માટે કહેવામાં આવે છે કે કોઈ પણ અજાણી વ્યકિતને પૂરો જાણ્યા વિના તેના પર વધારે વિશ્વાસ કરવો જોઈએ નહીં.''

''ના,ના, દાદાજી, દીના એવી નથી.'' શાન્તાએ તરત જ કહ્યું.

''પરંતુ કોઈને જાણ્યા વગર આ રીતે ઘરમાં રાખી લેવું યોગ્ય નથી.'' પાડાએ જતાં જતાં કહ્યું.

તેમના ગયા પછી શાન્તા મનમાં બબડી કે, 'અરે ! વૃદ્ધો ખૂબ જ શંકાશીલ હોય છે.'

શાન્તાના બીજા પાડોશીઓએ પણ એને એ જ વાત કહી કે તે દીનાને પોતાના ઘરમાં ન રાખે. પરંતુ શાન્તા તો દીનાના વ્યવહારથી એટલી બધી આંધળી બની ગઈ હતી કે તેને દીના સિવાય બીજું કોઈ દેખાતું જ ન હતું.

કેટલાક દિવસો આ રીતે જ પસાર થઈ ગયા. ભલી ભોળી શાન્તા, દીનાના બાહ્ય આડંબર ભરેલા વ્યવહારને જ સાચો માની બેઠી. તે તેના મનની વાતોને સમજી ન શકી. સજ્જન માણસો બીજાના વ્યવહાર પર સહેલાઈથી વિશ્વાસ કરી લે છે. તે તેમને પણ પોતાના જેવા જ સમજે છે.

દીના મનમાં મનમાં વિચારતી હતી કે હું જલદી લગ્ન કરી લઈશ. મારાં બાળકો હશે. રહેવા માટે મોટું ઘર જોઈશે. પરંતુ આટલું મોટું ઘર મને ક્યાં મળશે ?

ત્યાર બાદ દીના વિચારવા લાગી કે શાન્તાને આ ઘરમાંથી કાઢીશ ત્યારે જ મને શાંતિ થશે.

તેણે મનમાં જ નિશ્ચય કર્યો કે શાન્તાને હું મારા રસ્તામાંથી દૂર કરીને જ રહીશ. દીના કેટલાય દિવસો સુધી વિચારતી

રહી કે શાન્તાને ઘેરથી કઈ રીતે કાઢવી. શાન્તા સહેલાઈથી ઘરમાંથી નીકળશે નહીં તો પછી ઝઘડો થશે અને પડોશીઓ તો શાન્તાનો જ પક્ષ લેશે. એટલા માટે દીનાએ વિચાર્યું કે સીધેસીધું શાન્તાને કંઈ પણ કહેવું નકામું છે. મારે કપટથી જ કામ કરવું પડશે. અને તેણે મનમાં જ એક ષડ્યંત્ર રચ્યું.

તે દિવસે મોસમ સુંદર હતી. ઠંડી ઠંડી હવા ચાલી રહી હતી. દીનાએ શાન્તાને કહ્યું, ''ચાલો બહેન, આજ તો નદીને પેલે કિનારે ફરવા જઈએ.''

શાન્તા તો દીનાની કોઈ પણ વાતની ના પાડતી જ ન હતી. તેણે તેની સાથે જવા માંડ્યું. આખે રસ્તે દીના તેની સાથે ખુશામતભરી મીઠી-મીઠી વાતો કરતી રહી. ફરતાં-ફરતાં તેઓ એક ઊંચા પહાડ પર ચઢી ગઈ. નીચે કલ-કલ કરતી નદી વહી રહી હતી. ''ઓહો ! જુઓ તો બહેન, નીચેનું દૃશ્ય કેટલું સરસ છે ?'' દીનાએ કહ્યું.

શાન્તા જેવી નીચે નમી દીનાએ તેને જોરથી ધક્કો મારી દીધો. શાન્તા કંઈક સમજી શકે, પોતાને સંભાળી શકે તે પહેલાં તો તે ગબડી અને ગબડતી-ગબડતી નીચે નદીની વચ્ચોવચ્ચ જઈને પડી. દીના ખૂબ જ ધ્યાનથી તેને જોઈ રહી હતી. શાન્તાને પાણીમાં ડૂબતી જોઈ તે બોલી ''બસ તું તો હવે મરી ગઈ.'' એમ કહેતી તે આનંદથી ઘર તરફ ચાલવા લાગી.

ઘર નજીક આવતાં દીનાએ જોરજોરથી રડવા-કકળવાનું ચાલુ કરી દીધું. ઘર આવતાં તો તે પછડાટ ખાઈને નીચે પડી ગઈ. તેનો અવાજ સાંભળી બધા પડોશીઓ દોડી આવ્યા. દીના તેમને રડતાં-રડતાં કહી રહી હતી કે જંગલમાં એક રીંછ શાન્તાને ઉઠાવીને લઈ ગયો. આ સાંભળી બધા પડોશી અવાક્

બની ગયા. પણ હવે શું કરી શકાય ! તેઓ દીનાને આશ્વાસન આપી રહ્યા હતા. દીના વારે-વારે કહેતી હતી કે રીંછ મને ઉપાડીને કેમ ન લઈ ગયો ? શાન્તાબહેન વગર મારું જીવવું બેકાર છે. હું પણ મરી જઈશ.

પડોશી તેને આશ્વાસન આપી રહ્યા હતા. તેઓ તેને સમજાવી પટાવી પોતપોતાના ઘેર પાછા ચાલ્યા ગયા.

બીજી બાજુ શાન્તા જ્યારે નદીની વચ્ચે ડૂબકી મારી રહી હતી ત્યારે બીજા કિનારે કીચડમાં બેઠેલા વૃદ્ધ પાડાએ તેને જોઈ. તે ઝડપથી તરતો ત્યાં આવ્યો. નદીની વચ્ચે પાણી ઊંડું હતું. ત્યાં તો ફક્ત પાણીના પરપોટા જ દેખાતા હતા, બીજું કંઈ જ દેખાતું ન હતું. પાડાએ મનમાં જ કહ્યું આજ કોણ નદીમાં ડૂબ્યું છે ! અચાનક તેને કોઈ પ્રાણીની પૂંછડી પાણીમાં તરતી દેખાઈ, તેણે જલદી તેને ખેંચી લીધી. પૂંછડી ખેંચવાથી પાણીમાં ડૂબેલી શાન્તા ઉપર આવી ગઈ. ''ઓહ ! શાન્તા તું છે ?'' પાડાએ નવાઈ પામી કહ્યું.

તે ઝડપથી બેભાન શાન્તાને કિનારે લાવ્યો. તેના નાક, ગળા અને ફેફસામાં પાણી ભરાઈ ગયું હતું. પાડાએ તેને ઊંધી ઊંધાડી, તેના ફેફસાં દબાવી પાણી કાઢ્યું. ઘણો સમય ગયા બાદ શાન્તાનો ખૂબ ઉપચાર કર્યા પછી આંખો ખોલી. પોતાની મહેનત સફળ થવાથી પાડો ખુશ થઈ નાચી ઊઠ્યો. તેણે શાન્તાના માથા પર હાથ ફેરવતાં કહ્યું, ''બેટા ચિંતા ન કરીશ. હવે, તું બિલકુલ ઠીક છે.''

''ઓહ ! હું અહીં ક્યાંથી આવી !'' શાન્તા ચારે તરફ જોતાં જોતાં બોલી.

વૃદ્ધ પાડાએ કહ્યું, ''બેટા, તું પાણીમાં ડૂબી ગઈ હતી. હું

તને કાઢીને લાવ્યો છું.''

આ સાંભળતાં જ શાન્તાની સમક્ષ થોડા સમય પહેલાં બનેલી ઘટના દેખાવા લાગી. તે ખૂબ જ રડવા લાગી.

''અરે તું શા માટે રડે છે ? તું નદીમાં કેવી રીતે પડી ! શું તું આત્મહત્યા કરી રહી હતી ?'' પાડાએ એકી શ્વાસે અનેક પ્રશ્ન પૂછી નાખ્યા.

ત્યારે શાન્તાએ પાડાને બધી વાત બતાવી કે કેવી રીતે દીનાએ તેને ધક્કો માર્યો હતો. શાન્તા ખૂબ જ દુઃખી થઈને કહી રહી હતી ''દાદાજી, મને પડવાનું કે ડૂબવાનું એટલું દુઃખ નથી કે જેટલું દીનાના વિશ્વાસઘાતથી થયું હોય. આપણે હૃદયથી ચાહીએ છીએ તેનો વિશ્વાસઘાત ખૂબ જ ઘેરી વેદના આપે છે.''

સાંજ પડવાની તૈયારી હતી. પાડાએ કહ્યું, ''ચાલો હવે ઘેર જઈએ. તેણે શાન્તાને પોતાની પીઠ પર બેસાડી. બન્ને જણાં ઘર તરફ ચાલ્યા. રસ્તામાં પાડાએ શાન્તાની વાત પર મનમાં વિચાર કર્યો. તેણે શાન્તાને પોતાના ઘેર ઉતારી અને કહ્યું, ''તારી તબિયત સારી નથી માટે તું અહીં જ આરામ કર.''

પછી તે સાચા સમાચાર જાણવા માટે પડોશીઓની પાસે ગયો. તેમના દ્વારા બધી વાતો જાણી પાડાને ખૂબ ક્રોધ ચડી આવ્યો. પાડાએ જ્યારે તે બધાને સાચી વાત બતાવી તો બધા ગુસ્સે થઈ ગયા. તેઓ ગુસ્સે થઈ કહેવા લાગ્યા, ''એ દુષ્ટને આજે પાઠ ભણાવવો પડશે.''

બધા ઝડપથી દીનાના ઘર તરફ દોડયા. દીનાને આ બધાની સપનામાં પણ ખબર નહતી. તે તો બેઠી-બેઠી મોજ ઊડાવી રહી હતી. અચાનક જ જાનવરોએ દરવાજો તોડી નાંખ્યો અને ઘરમાં ઘૂસી ગયાં. દીના કંઈ સમજે તે પહેલાં જ તે બધાએ

તેને પકડી લીધી. તે ગભરાઈ ગઈ. ત્યારે જ પાડાએ તેને ખૂબ જોરથી ગાલ પર તમાચો માર્યો અને શીંગડા પકડીને તેને હલાવીને પૂછયું, ''બોલ પાપિણી તને કઈ સજા કરવામાં આવે ?''

''મને તમે કેમ મારો છો ? મેં શું કર્યું છે ?'' દીનાએ રડતાં-રડતાં પૂછયું . આમ કહેતાં જ એક સુવરે (શિયાળે ) તેનું બધું ઊન ખેંચી નાંખ્યું. બીજા જાનવરો પણ ગુસ્સે થઈ ઊભાં હતાં. બધા દીના પર તૂટી પડયા. કોઈએ તેની પૂંછડી તોડી, તો કોઈએ શીંગડા ઉખાડયાં. કોઈએ તેના દાંત હલાવી નાંખ્યા. તેમણે દીનાને મારી-મારીને અધમૂઈ કરી નાખી.

ત્યારે ત્યાં અચાનક શાન્તા આવી ચડી. અવાજ સાંભળી તેનાથી રહેવાયું નહીં અને દોડતી અહીં આવી. તેણે વચ્ચે બચાવતાં કહ્યું, ''હવે બહુ થઈ ગયું, હવે તેને છોડી દો, ભગવાન જ તેને શિક્ષા કરશે. ખરાબ કામ કરવાવાળા વિચારે છે કે તેમને કોઈ જોતું નથી. પણ તે દેખાડનાર દુનિયાથી પણ અલગ કોઈ અદશ્ય સત્તા છે જે સંસારનું નિયંત્રણ કરે છે. તે જ સારાં-ખોટાં કર્મોનાં ફળ આપે છે. ખરાબ કામનું ફળ કયારેક તો મળે જ છે.''

શાન્તાએ ખૂબ કહ્યું ત્યારે પ્રાણીઓ દીનાને મારતા બંધ થયાં. શિયાળે ધૂરકીને કહ્યું, ''ચાલો શાન્તાબહેનના કહેવાથી તને છોડી દીધી. પણ હવે તું આ જંગલમાંથી ચાલી જા. તારું કાળું મોં હવે કોઈને ન બતાવીશ.''

દીના ચૂપચાપ માથું નીચું નમાવી એક બાજુ ચાલી ગઈ. તે દિવસ પછી તેને ફરીથી કોઈએ ન જોઈ.

# સાચું ધન

વિશાલ અને અભય બંને મિત્રો હતા. તેઓ એક જ ધોરણમાં ભણતા હતા. બંને સાથે સાથે સ્કૂલ જતા અને સાથે સાથે રમતા. કેટલાંય વર્ષોથી આમ ચાલતું હતું. બંને બાળકો ધીમે ધીમે મોટાં થતા જતા હતા. મોટા થવાની સાથે સાથે વિશાલમાં હવે અભિમાન આવતું જતું હતું. એક દિવસ તેણે અભયને કહ્યું ''તું તો ગરીબ છે.''

અભયે હેરાનગતિથી પૂછ્યું ''અમે ગરીબ કેવી રીતે છીએ?'' તેણે તો એમ જ સાંભળ્યું હતું કે જેની પાસે પેટ ભરીને ખાવા ન હોય અને પહેરવા માટે કપડાં ન હોય તે ગરીબ છે. વિશાલે કહ્યું ''તમારા ઘરમાં આ બધું ન હોય તે ગરીબ હોય છે ?''

વિશાલે અભિમાનથી કહ્યું ''ત્યારે શું ? મારી મમ્મી આમ જ કહેતી હતી.''

અભયનું મોં ઉદાસ થઈ ગયું. તે ઉદાસ થઈને ઘેર ગયો. આજે તેણે પહેલી વખત પોતાનું ઘર ધ્યાનથી જોયું. તેણે મનમાં જ વિચાર્યું કે વિશાલ બરાબર કહે છે. તેના ઘરમાં વિશાલના ઘરની જેમ કીમતી સોફા, કીમતી જાજમ અને મોંઘો સરસામાન નથી. ટેલિવિઝન, ફ્રીઝ, અને કુલરની તો વાત જ કયાં રહી ! તેની ઉદાસી વધી ગઈ. અભયને લાગ્યું બધા મિત્રોમાં તે જ ગરીબ છે.

હવે અભયને બીજા મિત્રો સાથે રમવાનું કે તેમને ઘેર જવાનું મન થતું ન હતું. તેને થતું કે વિશાલની જેમ તેઓ પણ કયાંક તેને ગરીબ ન કહેવા લાગે. તે પોતાની જાતને બીજાં બાળકો કરતાં નીચો સમજવા લાગ્યો.

અભયની માતા જોતી હતી કે અભય કેટલાક દિવસોથી ઉદાસ રહે છે. તે બીજા મિત્રો સાથે ખુલ્લા મનથી વાતો કરતો નથી. તેમની સાથે રમવા જતો નથી. તેણે વિચાર્યું બાળકો છે. કયાંક અંદર-અંદર ઝઘડ્યા હશે.

"શું વાત છે અભય ! શું તમારી કોઈની સાથે લડાઈ થઈ છે?" માએ પૂછયું.

"ના, મા" અભયે જવાબ આપ્યો. "તો પછી તું બીજા બાળકો સાથે કેમ રમતો નથી અને ચૂપચાપ બેસી રહે છે" માએ પૂછયું.

અભયે કહ્યું, "મા તેઓ પૈસાદાર છે. તેમના ત્યાં જતા મને શરમ આવે છે."

"કેમ ? કોઈએ તને કંઈ કહ્યું છે શું ? હમણાં સુધી તો તમે લોકો રોજ એકબીજાના ઘેર આવતા જતા હતા" માએ કહ્યું.

"અત્યાર સુધી મારું એ તરફ ધ્યાન જ ગયું ન હતું. વિશાલ કહેતો હતો કે અમે ગરીબ છીએ કારણ કે અમારે ત્યાં તેઓની જેમ કીમતી ચીજવસ્તુઓ નથી" અભય ગુસ્સેથી બોલ્યો.

માને આ સાંભળી સારું ન લાગ્યું. બાળકના મનમાંથી આ નીચ ભાવના કાઢવી જ પડશે નહિતર તેનો વિકાસ રુંધાઈ જશે. મનમાં જ તેણે વિચાર્યું.

તેણે પૂછયું "સારું એક વાત બતાવો. શું સ્કૂલમાં તારી સાથે ભણનારા વિદ્યાર્થીઓ પણ એવું કહે છે ? શું અધ્યાપક પણ એવું કહે છે ? શું તેઓ પણ જેમના ઘરમાં કીમતી ચીજ-વસ્તુઓ છે એમનાં બાળકોને જ મહત્ત્વ આપે છે ? એમને જ પ્યાર કરે છે ?" અભયે કહ્યું, "ના મા, એવું કંઈ નથી."

"તો બેટા, આ વાતને તારા મનમાંથી બિલકુલ કાઢી નાંખ.

જેના ઘરમાં કીમતી વસ્તુઓ છે તે મોટો નથી. માણસ મોટો બને છે પોતાના ગુણોથી, સારા વ્યવહારથી. બહારની ચમકદમકવાળી વસ્તુઓ તો થોડા સમય માટે જ આકર્ષણ કરે છે.'' મા અભયને સમજાવતી હતી.

અભય ખૂબ ધ્યાનથી માતાની વાત સાંભળી રહયો હતો. માએ ફરી કહ્યું, ''અભય બેટા, ઈમાનદારી અને મહેનતથી કમાનારા જ સાચા અમીર છે. લાંચ લેવાવાળા, બીજાને હેરાન કરવાવાળા જ સૌથી વધુ ગરીબ હોય છે. તું અત્યારે આ વાતોમાં ન પડીશ. પરીક્ષા આવી રહી છે. મન લગાવીને ભણો. વ્યક્તિ સદ્‌ગુણોથી જ સાચું અને સ્થાયી માન મેળવે છે.''

માની વાત અભયને સમજાઈ ગઈ. તે ધ્યાનથી ભણવા લાગ્યો. વાર્ષિક પરીક્ષાનું પરિણામ આવ્યું તો અભય પ્રથમ નંબરે પાસ થયો હતો. હેડમાસ્તરે તેની ખૂબ પ્રશંસા કરી અને ઈનામ આપ્યું. શિક્ષકો અને મિત્રોએ પણ તેની પ્રશંસા કરી. આ બધાની વચ્ચે અભયને માની વાત યાદ આવી કે સદ્‌ગુણોથી જ વ્યકિત સ્થાયી અને સાચું સન્માન પ્રાપ્ત કરે છે.

ધીમે-ધીમે સમય વીતતો ગયો. અભય હવે વિશાલની વાતો પર બિલકુલ ધ્યાન આપતો ન હતો. તે માતાને માન આપતો હતો અને તેની શિખામણ પ્રમાણે ચાલતો હતો. અભય દરેક વખતે દરેક ધોરણમાં પ્રથમ શ્રેણીમાં પાસ થતો હતો. રમત-ગમત, વાદ-વિવાદ, સાંસ્કૃતિક કાર્યક્રમ કોઈપણ ક્ષેત્ર એવું ન હતું જેમાં અભય આગળ ન હોય. તે પોતાની સ્કૂલના હોંશિયાર વિદ્યાર્થીઓમાંનો એક હતો. મિત્રો તેનું સન્માન કરતા હતા અને શિક્ષકો તેને પ્રેમ કરતા હતા.

સ્કૂલનું ભણતર પૂરું કરીને અભય અને વિશાલ બંનેએ કૉલેજમાં પ્રવેશ મેળવ્યો. અભયે પોતાની મહેનત, પ્રતિભા અને સદવર્તનથી ત્યાં પણ સન્માન મેળવ્યું અને દરેક ક્ષેત્રે તે આગળ રહ્યો. કૉલેજમાં જઈને વિશાલ અમીર અને મોજ-શોખવાળા છોકરાઓની સંગતે ચઢયો. તેનામાં ઘણા બધા દુર્ગુણો આવી ગયા. પૈસાના અભિમાનને કારણે તે કોઈને કંઈ જ સમજતો નહતો. તેના પિતા મોટા વેપારી હતા. વિશાલની દરેક માંગ તે પૂરી કરતા હતા. છોકરો શું કરે છે તે જોવાની તેને નવરાશ જ ન હતી.

કેટલાંક વર્ષો ભાણતર પૂરું કર્યા બાદ અભયને સારી નોકરી મળી ગઈ. તે ઉન્નતિ કરતાં-કરતાં મોટો ઑફિસર બની ગયો. બીજી બાજુ વિશાલ એ જ વિચાર કરતો રહ્યો કે મારે વધારે ભણી-ગણીને શું કરવું છે. મારે કયાં કોઈ નોકરી કરવી છે. મારી પાસે કોઈ ચીજની કમી જ કયાં છે ?

દિવસો બદલાતાં વાર નથી લાગતી. વિશાલના પિતાજીને વેપારમાં ખૂબ મોટી ખોટ ગઈ. તેમણે વિશાલને સ્પષ્ટ કહી દીધું કે તે કોઈ કામકાજ શોધી લે. આ રીતે ઘેર બેસી રહેવાથી કંઈ જ લાભ નહીં થાય. નોકરી શોધતાં-શોધતાં એક વખત વિશાલ અભયને મળ્યો. અભયની ઑફિસમાં એક જગ્યા ખાલી હતી. વિશાલે અભયને પ્રાર્થના કરી કે તે તેને તે સ્થાન પર લઈ લે. અભયને વિશાલની એ વાતથી ખૂબ જ નવાઈ લાગી. તેણે કહ્યું, ''ભાઈ આ તો નાનું પદ છે. પગાર પણ ખૂબ ઓછો મળશે. તું આ સ્થાન પર શા માટે નોકરી કરે ?''

''શું કરું, જેટલી મારામાં યોગ્યતા છે તેવું જ પદ મને મળશે.'' એમ બોલતાં-બોલતાં વિશાલની આંખો ભીની બની



ગઈ. થોડીવાર ચૂપ રહી તે બોલ્યો, ''અભયભાઈ તમારી વાતોની હું હંમેશાં ઉપેક્ષા કર્યા કરતો હતો પરંતુ હવે તે મને વારે વારે યાદ આવે છે. તમે સાચું જ કહેતા હતા. પૈસાથી નહીં- સારા વિચારોથી, ગુણોથી અને યોગ્યતાથી માણસ ઉચ્ચ બને છે, આગળ વધે છે. એ જ સાચી સંપત્તિ છે, ધન તો આજે છે કાલે નથી.તેના આધારે પોતાને મોટો સમજવો સૌથી મોટી ભૂલ છે.''

અભયે વિશાલને ખૂબ વાર સુધી સાંત્વના આપી અને અનેક રીતે સમજાવ્યો. વિશાલના ગયા પછી મોડે સુધી તેના મનમાં એક વાત સંભળાતી રહી. મારી માતાએ મને જે સંપત્તિ આપી તે કદાપિ નાશ પામી શકતી નથી. તેનું માથું મા પ્રતિ શ્રદ્ધાથી નીચું નમી ગયું જેણે તેને સાચી દિશા બતાવી હતી.

## સાંભળો....સાંભળો....

ઋતુના પિતા રક્ષામંત્રાલયમાં ઊંચા હોદ્દા પર હતા.ઋતુ જોતી હતી કે જ્યારે તેના પિતા ઘેર હોય ત્યારે તેમના પર ખૂબ

જ ફોન આવ્યા કરતા હતા.તેઓ તેમના મિંત્રો સાથે મોટેભાગે ફોન પર જ વાતો કરતા રહેતા હતા. ઋતુ પણ ઈચ્છતી હતી કે તે પણ પોતાની બહેનપણીઓ સાથે પિતાજીની જેમ ફોન પર વાતો કર્યા કરે.પણ તેની દાદી ધમકાવતી હતી. તે કહેતી "અરે !તું તો નાની છોકરી છે. ફોન પર કોની જોડે શું વાત કરીશ, જ્યારે મોટી થઈ જાય ત્યારે વાતો કરજે."

એકાદ બે વખત દાદીની ગેરહાજરીમાં તેણે ફોન કર્યો. પણ ત્યાંથી કોઈ જવાબ ન આવ્યો. તેને ડર હતો કે વારે-વારે ફોન કરવાથી દાદી નારાજ થશે. ઋતુના પિતાજીએ તેને ફોન કરતાં જોઈ લીધી હતી. તેઓ બહુ જ સમજદાર હતા. તેઓ જાણતા હતા કે બાળકની જિજ્ઞાસાને પ્રોત્સાહન આપવું જોઈએ કે જેથી તેનો યોગ્ય વિકાસ થઈ શકે. તેમણે ઋતુ માટે ટેલિફોનનું એક સુંદર રમકડું લાવી આપ્યું અને સાથે જ ફોન કરવાની રીત પણ સમજાવી દીધી.

ઋતુનું રમકડું બરાબર ટેલિફોન જેવું હતું. બસ તે નાનું હતું એટલી વાત જરૂર હતી. ઋતુ એને મેળવી ખૂબ જ ખુશ થઈ. પિતાજીને ઑફિસ જતાં જ તે પોતાનો ફોન લઈ બેસી ગઈ. તેણે બહેનપણીઓને મોડે સુધી ફોન કર્યા પણ બીજી બાજુથી કંઈ જવાબ ન આવ્યો. ઋતુ ગુસ્સે થઈ ગઈ. ફોન તેણે એક બાજુ મૂકી દીધો. પિતાજીના આવતાં જ તે તેમને કહેવા લાગી, "અરે પિતાજી તમે મને કેટલો ગંદો ફોન લાવીને આપ્યો છે!"

"કેમ ? શું થયું ?" પિતાજીએ પૂછ્યું.

"પિતાજી હું મોડે સુધી હેલો-હેલો કરતી રહી. વાતો કરતી રહી પરંતુ મારી વાત કોઈએ સાંભળી જ નહીં. તેનો કોઈ જવાબ જ ન આવ્યો. તમે તો ફોન પર ખૂબ જ વાતો કરો છો.

બીજા માણસો તમારી વાત સાંભળે છે અને તમે તેમની વાત સાંભળો છો.''

''હા-બેટા તે સાચો ફોન છે ને એટલા માટે'' પિતાજીએ સમજાવ્યું.

''સાચો એટલે કેવો ? એમાં શું કોઈ ખાસ વાત છે કે જેના કારણે અવાજ સંભળાય છે ?'' ઋતુ પૂછવા લાગી.

''ચાલો પહેલાં ચા-નાસ્તો કરી લઈએ પછી ફરવા જઈશું ત્યારે તને સમજાવીશું'' પિતાજીએ કહ્યું. અને ઋતુ ચા પીવાના ટેબલ પાસે પહોંચી ગઈ.

નાસ્તો કર્યા બાદ પિતાજીએ ઋતુને બોલાવી. ''આવ ઋતુ આજે તને ટેલિફોન વિશે સમજાવું. પૂછ તું શું જાણવા માંગે છે ?''

''પિતાજી તમારા ફોનથી વાત કેમ સંભળાય છે ? અને મારાથી કેમ સંભળાઈ શકતી નથી'' ઋતુએ કહ્યું.

''બેટા તારો ફોન ફક્ત દેખાવમાં જ ટેલિફોન જેવો છે. તેમાં દૂરથી સાંભળી શકાય તે માટેનું યંત્ર હોતું નથી. અમારો ટેલિફોન વીજળીના તારથી જોડાયેલો છે. તેં રોડ પર વીજળીના તાર અને થાંભલા જોયા છે. દરેક ફોન તેની સાથે જોડાયેલો હોય છે. જ્યારે કોઈ વખત આંધી તોફાન અથવા બીજા કોઈ કારણે તાર તૂટી જાય અથવા તેનામાં કોઈ ખરાબી ઊભી થાય તો પછી અવાજ સાંભળી શકાતો નથી.'' પિતાજીએ કહ્યું.

''પિતાજી, વીજળીના તારોથી અવાજ સાંભળવાનો શો સંબંધ છે !'' ઋતુએ ઉત્સુકતાથી પૂછ્યું.

પિતાજીએ કહ્યું તેં બહુ જ સારો પ્રશ્ન કર્યો છે. જો એમ બને



છે કે જ્યારે આપણે બોલીએ છીએ ત્યારે તે ઈથરમાં ગૂંજે છે.

ઈથરનો અર્થ છે કે પૃથ્વી અને આકાશની વચ્ચે ઊભી રહેલી એક શક્તિ જે અવાજને પોતાની તરફ ખેંચે છે. આપણા દ્વારા બોલાયેલા શબ્દો ઈથરમાં સમાઈ જાય છે. એ જ ઈથરની મદદથી જ્યારે શબ્દોની લહેર કાનના કોમળ પડદાની સાથે અથડાય છે તો પછી આપણને આપણી કે બીજાની વાતો સંભળાય છે. આ શબ્દ સાંભળવાની સામાન્ય પ્રક્રિયા છે. સામાન્ય રીતે અમારો અવાજ થોડા અંતર સુધી જ સંભળાય છે. પરંતુ દૂરભાષ યંત્રમાં એ વ્યવસ્થા હોય છે કે અમારા અવાજથી જે કંપન ઉત્પન્ન થાય છે તેને આ યંત્ર ખૂબ જ શક્તિશાળી રીતે ગ્રહણ કરે છે. પછી શબ્દ વિદ્યુતના આવેગમાં બદલાઈ જાય છે. એ વિદ્યુતીય આવેગ તાર ઉપર ચાલે છે. રિસિવર ઉઠાવવાથી સાંભળવાવાળાને તે ફરીથી અવાજના રૂપમાં બદલાઈને સંભળાય છે. આ બધું કામ એટલી ઝડપથી થાય છે કે સાંભળવાવાળા અને બોલવાવાળાને શબ્દ બોલવામાં

અને સાંભળવાની વચ્ચે કોઈ અંતર જાણવા મળતું (માલૂમ પડતું ) નથી. આ પ્રક્રિયા શબ્દની ગતિથી પણ વધારે (ઝડપી) હોય છે.''

''ટેલિફોન દ્વારા શું આપણે કેટલાયે દૂર બેઠેલા માણસોની સાથે વાત કરી શકીએ છીએ ?'' ઋતુએ કહ્યું.

''હા, ટેલિફોનથી તું અહીં દિલ્હીમાં બેસીને મુંબઈ, કલકત્તા, મદ્રાસ, રુસ, અમેરિકા,ઓસ્ટ્રેલિયા વગેરે ગમે ત્યાં વાતો કરી શકે છે. બસ એટલી વાત જરૂર છે કે અંતર વધારે હોય તો અવાજ થોડો ધીમો સંભળાય છે'' પિતાજીએ કહ્યું.

''એક વખત પિતાજી તમે બતાવી રહ્યા હતા કે માણસોની સભ્યતાનો વિકાસ ધીરે ધીરે થયો છે. ધીરે-ધીરે તેણે નવી નવી શોધો કરી છે. ટેલિફોનની શોધ કોણે કરી હતી? કયારે કરી હતી ? કેટલો પ્રભાવશાળી (મહાન ) હશે તે માણસ !''

ઋતુના પિતાજીએ થોડી વાર વિચાર કરીને કહ્યું ''ટેલિફોનની શોધ કરનાર એલેકઝાન્ડર ગ્રેહામબેલ છે. તેમનો જન્મ સ્કોટલેન્ડમાં થયો હતો. સોળ વર્ષની ઉંમરથી જ તે વોસ્ટનનગરમાં બહેરા-બોબડા બાળકોને ભણાવતા હતા. તેમને ભણાવતાં-ભણાવતાં બેલેએ સૂક્ષ્મ ચિંતન-મનન કરી લીધું કે શબ્દની લહેરો કાનના પડદા સાથે ટકરાઈને કેવી રીતે અનાજ ઉત્પન્ન કરે છે. અચાનક જ તેમને એ કલ્પના આવી કે કોઈ એવું યંત્ર બનાવવામાં આવે કે જેના દ્વારા અવાજને દૂર સુધી સાંભળી શકાય.''

ગ્રેહામબેલ પોતાની ભૂખ-તરસ, સુખ-ચેન, ઊંઘ બધું જ ભૂલીને આ મુશ્કેલ કામમાં લાગી ગયા. મનસ્વી વ્યક્તિઓ માટે કોઈ પણ કામ અશક્ય નથી હોતું. ત્રણ વર્ષના અથાગ

પ્રયત્ન પછી છેવટે બેલને થોડી સફળતા મળી. શરુઆતમાં તો તેમણે કાનના પડદા જેવી લોખંડની બે ગોળ કડીઓ બનાવી હતી. તે બન્ને વીજળીના તાર સાથે જોડાયેલી રહેતી હતી. પરંતુ તેનાથી અવાજ બહુ સ્પષ્ટ સંભળાતો ન હતો. ઘણા સમય સુધી બેલ પોતાની શોધને સુધારવામાં લાગી રહ્યા. છેવટે એક દિવસે તેમની મહેનત સફળ થઈ. ૧૮૭૬માં તે દૂરભાષી યંત્રને છેલ્લું સ્વરૂપ આપવામાં સફળ થયા. ૧૦મી માર્ચ ૧૮૭૬નો દિવસ માનવસભ્યતાના વિકાસનો મહત્ત્વપૂર્ણ દિવસ હતો, જ્યારે એલેકઝાન્ડર બેલ અને તેમના પ્રયોગમાં મદદ કરનાર વોટસને એકબીજાના અવાજને સ્પષ્ટ રીતે સાંભળ્યો. હું તમારી વાતો સાંભળી શકું છું એમ કહીને તેઓ આનંદથી એકબીજાની તરફ દોડયા અને ખૂબ આનંદમાં આવી જઈ તેમણે એકબીજાને ઊંચકી લીધા.''

ઋતુ જે ખૂબ જ ધ્યાનથી વાત સાંભળી રહી હતી તે વચ્ચે જ બોલી ઊઠી, ''પિતાજી બેલ કોઈ ખૂબ જ અનુભવી અને વૃદ્ધ માણસ હશે.''

પિતાજીએ હસીને કહ્યું, ''ઋતુ, તને એ જાણીને નવાઈ લાગશે કે જ્યારે એલેકઝાન્ડર બેલે આ પ્રયોગ કર્યો ત્યારે તે માત્ર અઠ્ઠાવીસ વર્ષના હતા. આયુષ્યનો પ્રતિભા સાથે કોઈ ખાસ સંબંધ નથી હોતો. એવા વૃદ્ધો પણ હોય છે કે જે પોતાનું આખું જીવન ખાતાં-પીતાં-સૂતાં-રોતાં-રોતાં-નાના-મોટાં સામાન્ય કામોમાં વિતાવી નાંખે છે. એનાથી ઊલટું એવા પણ બાળકો અને યુવાનો હોય છે કે જે એવાં-એવાં મહાન કાર્યો કરે છે કે લોકો દંગ થઈ જાય છે. મહાનતાનો આધાર તેના વિચારવાની પદ્ધતિ અને તેની જીવનપદ્ધતિ પર હોય છે. મોટા

થઈને કોઈ અચાનક મહાન નથી બની જતા. તેના માટે તો બાળપણથી જ અભ્યાસ કરવો પડે છે. સાધના કરવી પડે છે.''

''હા ત્યારે જ માણસ કંઈક એવું કરે છે કે તેનું નામ અમર બની જાય છે.'' ઋતુ જે ભાવવિભોર બની સાંભળતી હતી તે બોલી.

''અને અમારી ઋતુ બેટી પણ એવી જ સરસ બનશે ને?'' કહીને પિતાજીએ ઋતુના ગાલ પર ટપલી મારી. ઋતુ હસતી હસતી પોતાની બહેનપણીઓના ઘેર આજે મળેલા નવા જ્ઞાનને બતાવવા દોડી ગઈ.

# કાગડાઓની ચાલાકી

ઠંડીના દિવસો હતા. હલકો સોનેરી તડકો ફેલાયેલો હતો. સાંજ પડવાની તૈયારી હતી. મોટાભાગનાં પશુ-પક્ષી પોત-પોતાના ઘેર પાછા આવી ગયાં હતાં. વડના એ ઘટાદાર વૃક્ષ પર અનેક પક્ષી બેઠાં-બેઠાં તડકાની મજા માણી રહ્યાં હતાં. ત્યારે ત્યાં શોભા ખિસકોલી આવી ચડી. તે કયાંકથી એક બીલું લઈ આવી હતી. વડની બખોલમાં બેસીને તે તેને તોડવા લાગી. ફળ મજબૂત હતું. શોભા તેને જલદી તોડી શકતી ન હતી. ખટ-ખટનો અવાજ સાંભળી તે જ વૃક્ષ પર બેઠેલા બે કાગડાઓએ નીચે જોયું. બીલું જોઈ તેમના મોંઢામાં પાણી આવ્યું. બન્નેએ અંદર અંદર મસલત કરી. એક કાગડો આવીને બખોલની પાસે બેઠો. ખૂબ જ મીઠાશથી તે બોલ્યો, ''બહેન આ શું કરો છો ?'' શુષ્ક અવાજે તેણે કહ્યું, ''જોતા નથી આને તોડી રહી છું.'' કલ્લૂ કાગડો સમજી ગયો કે તેનું આવવું શોભાને ગમ્યું નથી. તેણે મનમાં વિચાર્યું કે આને મીઠું-મીઠું બોલી ફસાવવી પડશે. કાગડો થોડી વાર સુધી ચૂપચાપ



બેસી રહ્યો. તે બીજી બાજુ જોતો રહ્યો કે જેથી તેને કોઈ શંકા ન જાય.

કાગડો ત્રાંસી નજરે એ જોઈ રહ્યો હતો કે ખિસકોલી બીલીફળને તોડી શકતી ન હતી. તેણે મીઠાશથી ફરી કહ્યું, ''મારી મદદની જરૂર પડે તો કહેજો હું આને સહેલાઈથી તોડીશ.'' ખિસકોલી જવાબ આપે તે પહેલાં જ બીજો કાગડો પણ ઊડીને ત્યાં આવી પહોંચ્યો. તેણે પહેલા કાગડાને કહ્યું, ''આ જ વસ્તુ તો આપણે તે દિવસે કલીયા બહેનની તોડી હતી.''

પહેલા કાગડાએ કહ્યું ''ખબર નથી પડતી કે આ બધાને આમાં શું સ્વાદ આવે છે કે જે આજે શોભાબહેન પણ લઈ આવી. અમે તો એને ચાખતા પણ નથી.''

ખિસકોલી ઘણા સમયથી બીલીફળ તોડતાં- તોડતાં થાકી ગઈ હતી. તે વિચારવા લાગી 'આ તો આને ખાતા નથી તો પછી તેમનાથી તોડાવવામાં શું વાંધો છે ?' ખિસકોલી થોડી વાર ચૂપચાપ બેસી ગઈ.

ત્યારે એક કાગડાએ બીજાને કહ્યું, ''ચાલો ભાઈ જઈએ. કોઈને કંઈક મદદ કરીએ. આપણો આ સમય તો આમેય

પરોપકાર કરવાનો જ છે.''

ખિસકોલી તેની વાત સાંભળી ખૂબ જ પ્રભાવિત થઈ ''અરે મેં આ લોકો વિશે ખરેખર ખોટું જ વિચાર્યું ! બધા ખરાબ નથી હોતા'' તેણે મનમાં જ કહ્યું.

ખિસકોલીએ કાગડાઓને રોકવા બૂમ પાડી કહ્યું, ''ભાઈઓ જો તમને કંઈ તકલીફ ન હોય તો આ તોડવામાં મને મદદ કરો.''

''અરે ! તકલીફ કેવી ! અમે કોઈના કામમાં આવીએ તો એ તો મારું સૌભાગ્ય છે.'' બન્ને એક સાથે બોલી ઊઠયા.

બન્ને કાગડા બીલીફળને પકડી વડના વૃક્ષ નીચે ઉતર્યા. વૃક્ષની પાસે એક મોટો પથ્થર પડ્યો હતો. તેમણે ઉપરથી જોરથી બીલીફળ તેના ઉપર પછાડ્યું. પડતાં જ તેના બે કકડા થઈ ગયા, વચ્ચેનો ભાગ અલગ પડી ગયો. કલ્લૂ અને તેનો મિત્ર તેના પર ટૂટી પડ્યા.બન્નેએ જલદી-જલદી ખાસ્સું ફળ ખાઈ લીધું. પત્તા સાથે લાગેલા ફળના બે ટુકડા ચાંચમાં ઉપાડી શોભા પાસે લઈ ગયા.

''અરે બહેન લો, આ તોડવામાં અમારે ખૂબ મહેનત કરવી પડી છે.'' કાગડા બોલ્યા. શોભા તે જોઈ બોલી ''પણ આમાં ફળ તો છે જ નહીં.''

''અરે બહેન આવું જ હોય છે. બસ તેમાં થોડુંક જ ફળ હોય છે.'' કલ્લૂએ કહ્યું.

કલ્લૂની વાત સાંભળી વૃક્ષની ઊંચી ડાળી પર બેઠેલા ગીધથી રહેવાયું નહીં. તે કાગડાઓની બધી જ કરામત જોઈ રહ્યો હતો તેણે કહ્યું, ''અને નીચે જે ફળ તમે ખાઈ ગયા તે....''

આ સાંભળી આંખ કાઢી કર્કશ અવાજમાં કલ્લૂએ કહ્યું, ''એ

તો અમારી મહેનતનું ફળ હતું.''

બીજો કાગડો ચાંચ ફાડીને ગુસ્સેથી બોલ્યો, ''દાદા, તમને અમારી વચ્ચે બોલવાનો શો અધિકાર છે ?''

''એક તો આટલી મહેનત કરી અને ઉપરથી બીજાનું સાંભળવાનું એમ કહી બન્ને જણા શોભા આગળ બીલીફળ પછાડીને ચાલ્યા ગયા.

ત્યારે ગીધે પોતે જોયેલી બધી વાત શોભાને સંભળાવી. સાંભળી તે ગુસ્સે થઈ ગઈ. 'અરે શું હું તેમનું એંઠું ખાઉં' એમ કહી તેણે પંજો મારી બન્ને ટુકડા નીચે ફેંકી દીધા.

ગીધે શોભાને સમજાવ્યું કે બેટા ગુસ્સો ન કરીશ. આ તો દુષ્ટ લોકોનો સ્વભાવ જ હોય છે. પહેલાં તે મીઠી વાતોથી બીજાને લલચાવે છે. પછી પોતાનો સ્વાર્થ પૂરો કરે છે. સ્વાર્થ પૂરો થતાં તેમનું વાસ્તવિક રૂપ સામે દેખાય છે અને કેટલા નીચ હોય છે તે ! તેનાથી તેમના માટે ઘૃણા જ ઉત્પન્ન થાય છે, છેવટે કયાં સુધી તે બીજાને દગો કરી શકે છે,'' ખિસકોલી ગુસ્સે થતાં જોરથી બોલી.

દૂર દૂર આકાશમાં જોતાં ગીધે કહ્યું, ''હા, એ જીવનનો શો અર્થ છે કે જે કોઈનો આદર કે વિશ્વાસ ન કરી શકે.''

# ખરાબ કર્મોનાં ફળ

આન્ધ્રપ્રદેશના ગાઢ જંગલમાં અનેક જંગલી પ્રાણીઓ રહેતાં હતાં. ત્યાં અશોક,અશ્વિની અને વિક્રમ નામના ત્રણ હાથી પણ રહેતા હતા. ત્રણે ખાસ મિત્રો હતા. તેઓ હળી-મળીને રહેતા, સાથે સાથે ખાતા-પીતા અને ફરતા. શરીરે ત્રણે હૃષ્ટપુષ્ટ હતા. તેમનાં સુંદર તંદુરસ્ત શરીર જોઈ વાઘ-સિંહ અને

ચિત્તાઓના મોંઢામાં પાણી આવી જતું. પણ તેઓ તેમને જોઈ જીભ હોઠ પર ફેરવી રહી જતા. તેઓ તેમને મારી શકે તેમ ન હતા કારણ કે ત્રણે હંમેશાં સાથે જ રહેતા હતા, તેઓમાં એકે એક હાથી બળવાન હતો. ત્રણે પર સાથે આક્રમણ કરીને કોણ પોતાના જીવને જોખમમાં મૂકે.

અશોક, અશ્વિની અને વિક્રમ આશા અને ઉત્સાહથી ભરેલા વિચારો કરતા ખૂબ આનંદિત રહેતા. બીજાઓની સાથે પ્રેમથી વર્તતા અને વિનય અને વિવેકથી વ્યવહાર કરતા. બીજાને મદદ કરવા હંમેશાં તૈયાર રહેતા. આને કારણે જ જંગલનાં બધાં પ્રાણીઓ તેમને ચાહતાં હતાં. તેમની પાસે નાનાં-મોટાં જાનવરોની ભીડ લાગેલી રહેતી. કોઈ તેમની જ્ઞાની વાતો સાંભળવા આવતાં તો કોઈ નાનાં-મોટાં અંદર-અંદરના ઝઘડાઓમાંથી માર્ગ શોધવા આવતા. ત્રણે હાથી બધાની સાથે આત્મીયતાથી પ્રેમભર્યો વ્યવહાર રાખતા. બીજાં પ્રાણીઓ એક તરફ તેમનો આદર કરતા તો બીજી બાજુ મજાક-મશ્કરી પણ કરી લેતા. ખાસ કરીને તેમના તંદુરસ્ત શરીર પર ચૂંટલી ભરી લેતા. મનુ સસલો પૂછતો દાદાજી તમારા સુંદર



તંદુરસ્ત શરીરનું શું રહસ્ય છે, કૃપા કરી અમને સમજાવો. શરીર સ્વસ્થ નિરોગી હોવું તો બધાને માટે જરૂરી છે. ત્રણે હાથી હસી પડતા અને કહેતા હંમેશાં પ્રસન્ન રહેવું, સારા વિચારો કરવા, સાદું ખાવું અને ખૂબ મહેનત કરવી. બસ આ જ છે અમારી તંદુરસ્તીનું રહસ્ય. તેને કોઈ પણ અપનાવીને સુખી બની શકે છે.''

મનુ સસલું અને તેના મિત્રો અશોક, અશ્વિની અને વિક્રમની પીઠ પર કૂદતા-રમતા અને કહેતા, ''દાદાજી અમે પણ એમ જ કરીશું અને તમારા જેવા જ બનીશું.''

દાદા પોતાની સૂંઢથી સસલાઓને ગલી-પચી કરતા અને કહેતા, ''જરૂર-જરૂર.''

કોઈ-કોઈ દિવસ નાનાં-મોટાં પ્રાણીઓ ત્રણે હાથીઓની પાછળ પડી જતા, ''દાદાજી અમને તમારી પીઠ પર બેસાડીને આજે તો જંગલની સેર કરાવો. ખરેખર ત્યાં બેસીને અમને એવું લાગે છે કે જાણે આસમાન ઉપર જ ચઢી ગયા છીએ.''

અશોક, અશ્વિની અને વિક્રમમાંથી કોઈ એક તેમના આગ્રહને માની લેતા. તેમને ઉપાડી છેલ્લે તેમને ફરવા લઈ જતા.

આવી જ રીતે આનંદ અને મોજ-મસ્તીમાં તેમના દિવસો વીતતા હતા. ખરાબ (દુષ્ટ) માણસો બીજાનું સુખી અને સમૃદ્ધ જીવન જોઈ શકતા નથી. એ જ જંગલમાં રહેતો સોના નામનો એક સિંહ અશોક, અશ્વિની અને વિક્રમના મોજ-મસ્તીથી ભરેલા જીવનથી, જંગલી જાનવરો પર તેમના વધતા જતા પ્રભાવથી સોના બહુ જ ચિઢાતો હતો. તેમને જોઈ તે પોતાના હોઠ પર જીભ ફેરવતો અને કહેતો, ''કાશ આમનું સ્વાદિષ્ટ

માંસ અમને મળી જતું તો...''

પણ એ એટલું સરળ ન હતું. હાથી દિવસે-દિવસે બળવાન બનતા જતા હતા. સોના બળીબળીને દૂબળો બનતો જતો હતો. ચેતા નામનું એક શિયાળ કેટલાક દિવસથી સોનાની પરેશાની જોઈ રહ્યું હતું. આમ તો તેને સોના પાસે જવાની હિંમત ચાલતી ન હતી. પણ તે વિચારવા લાગી. મુશ્કેલીના સમયે સહાનુભૂતિ બતાવીને હું તેની નજદીક પહોંચી જઈશ. શકિતશાળીની મિત્રતાથી લાભ જ છે. મારે એક વખતે હિંમત કરવી જ પડશે.

બીજે દિવસે જ્યારે સોના બેઠો બેઠો વિચારી રહ્યો હતો ત્યાં ચેતા તેની પાસે ગયું. તે હાથ જોડીને નમ્રતાથી બોલ્યું, ''સ્વામી મારો ગુનો માફ કરો નાના મોઢે મોટી વાત કરી રહી છું. પણ જોઈ શકાતું નથી તેથી પૂછું છું કે તમે દિવસે-દિવસે દુબળા કેમ પડતા જાવ છો ? તમારી ઉદાસીનું કારણ શું છે ? મારું આ જીવન તમારા કંઈ કામમાં આવશે તો હું ધન્ય બનીશ.''

સોનાએ ઉતરેલે ચહેરે આંખોમાં આંસુ સાથે ઉદાસ શિયાળ તરફ જોયું. તેને લાગ્યું કે શિયાળને તેની તરફ સાચી સહાનુભૂતિ છે. સહાનુભૂતિ અનુભવીને પોતાના મનનો ભેદ ખોલી શકાય છે. સોના પણ કહેવા લાગ્યો, ''જંગલનાં પ્રાણીઓ પર અશોક, અશ્વિની અને વિક્રમનો વધતો જતો પ્રભાવ તું જોતી નથી ? એ દુષ્ટોએ મારું જીવન મુશ્કેલ કરી નાંખ્યું છે ?''

''એ દુષ્ટોને મારવા જ જોઈએ.'' ચેતા સોનાને ભડકાવવા લાગ્યું. તેના મોંઢામાં પાણી ભરાઈ આવ્યું હતું. તે વિચારતું હતું કે સોનાથી વધેલું માંસ તેને પણ ખાવા મળશે.

''પણ મારવા કેવી રીતે ? તે ત્રણે એક સાથે રહે છે.

બળવાનથી બળવાન એવા વાઘ અને ચિત્તો પણ ત્રણેને એકસાથે નથી મારી શકતા.'' સોના બોલ્યો.

શિયાળ માથું નમાવી થોડીવાર કંઈક વિચારતું રહ્યું પછી બોલ્યું, ''તમે ચિંતા ન કરો. હું એ ત્રણેમાં ઝઘડો કરાવવા માટે જીવ જાનથી પ્રયત્ન કરીશ.''

ચેતાની વાત સાંભળી સોના મનમાં પ્રસન્ન થયો. તેને ચેતાની ચાલબાજી પર વિશ્વાસ હતો. અંદર-અંદર એકબીજાને લડાવવા- ઝઘડાવવા તે તેના ડાબા હાથનું કામ હતું. સોનાએ કહ્યું, ''મને વિશ્વાસ છે કે તારી મદદથી તે કામ થઈ જશે.''

''જરૂર થશે, હું જલદીમાં જલદી પ્રયત્ન શરૂ કરીશ.'' ચેતાએ કહ્યું.

ચેતાએ બીજા જ દિવસથી અશોક, અશ્વિની અને વિક્રમની સભામાં જવાનું શરૂ કરી દીધું. તે એ ત્રણે સાથે ખૂબ મીઠી-મીઠી વાતો કરતી તેમની પ્રશંસા કરતાં તે થાકતી ન હતી. કોઈ કોઈ સમયે તે તેમના નાનાં-મોટાં કામ પણ કરી આપતી. પોતાની મજેદાર વાતોથી તેણે ત્રણેનો વિશ્વાસ પ્રાપ્ત કરી લીધો. દુષ્ટોની વાણી મધ કરતાં પણ મીઠી હોય છે પરંતુ દિલમાં ઝેર હોય છે. પોતાની મીઠી-મીઠી વાતોથી બીજાઓને ખુશ કરે છે. પરંતુ અંદર-અંદર તેમનું ખરાબ વિચારે છે. સમય મળતાં જ તે ખરાબ કરવાનું નથી ચૂકતાં. ચેતાનું પણ એવું જ હતું. તે સમય જોતી રહેતી હતી કે ક્યારે અશોક, અશ્વિની અને વિક્રમ એકલા પડે અને એકબીજાને તેમની વિરુદ્ધ શીખવે.

એક દિવસે એકલા અશોકને જોઈ તે બોલી, ''અશ્વિની અને વિક્રમ દાદાનું સ્વાસ્થ્ય તો બહુ જ સરસ છે. દાદા તમે જ દુબળા કેમ છો ?''

"અરે ! જા જા, હું તને દુબળો લાગું છું ?" પોતાના બળવાન શરીરને જોતાં અશોક બોલ્યો.

"હા દાદા, જંગલનાં બધાં પ્રાણીઓ આમ જ કહે છે," તે બોલ્યું. અશોક કંઈક વિચારવા લાગ્યો ત્યારે ચેતા બોલ્યું, "અરે હશે કેમ નહીં, અશ્વિની અને વિક્રમ દાદા હંમેશાં સારી વસ્તુઓ ખાય છે, શોધી શોધીને ખાય છે. તમે તો મોટે ભાગે બહાર જ રહો છો. આ બધી વાતોની તમને શું ખબર પડે ? વિચારું છું કે તમે શા માટે તેમની સાથે રહો છો ? મારાથી તો આ અન્યાય જોવાતો નથી."

અશોકને ચૂપ જોઈ તેની હિંમત વધતી ગઈ અને ફરી આગળ બોલવા લાગ્યું, "દાદાજી હું નદીને પેલે કિનારે એક જંગલ જોઈને આવું છું. ત્યાં શેરડીનો ખૂબ સુંદર પાક થયો છે. તમે મારી સાથે ત્યાં ચાલો. પૌષ્ટિક અને સ્વાદિષ્ટ શેરડી ખાઈને તમે ખૂબ ઝડપથી અશ્વિની અને વિક્રમ દાદા જેવા બળવાન બની જશો."

અશોકે કંઈ જ ન કહ્યું. હા હું કરી ચેતાની વાત ટાળી દીધી.

તે મનમાં જ તેની ચાપલૂસીને સમજી ગયો હતો અને પોતે પોતાના મનમાં કહી રહ્યો હતો કે શેરડી ખાવા જઈશું તો ત્રણે સાથે જ જઈશું. હળીમળીને રહેવું અને ખાવાનો આનંદ પણ બધા સમજી શકતા નથી.

ફરી પાછું એક વખતે સમય જોઈને ચેતા અશ્વિનીને કહેવા લાગ્યું, "દાદા તમે કેટલું કામ કરો છો. અશોક અને વિક્રમદાદા તો બસ ખાય છે અને પડી રહે છે. દાદાજી તમે ખૂબ જ થાકી જતા હશો નહીં ? મન થાય છે કે રોજ તમારા પગ દબાવી આપું."

અશ્વિનીએ કહ્યું, ''ચલ જા અહીંથી. કામ તો અમે ત્રણે કરીએ છીએ. કયારેક કોઈએ કામ વધુ કર્યું હોય તો કયારેક ઓછું તેનાથી ફેર શું પડે છે ?''

ચેતા તરત બોલી, ''વાહ ભાઈ વાહ ફરક કેમ ન પડે. જાણો છો આટલું બધું કરવા છતાં જંગલનાં બધાં પ્રાણીઓ હંમેશાં અશોક અને વિક્રમના જ વખાણ કરે છે.''

''તેઓ સારા છે એટલે પ્રશંસા પ્રાપ્ત કરે છે.'' અશ્વિનીએ કહ્યું.

''ના, ભાઈ ના, વાત એમ છે કે તમે તો કામ જ કરતા રહો છો અને તેઓ જાનવરોની સાથે વાતો કરતા રહે છે. તમારું કામ તો કોઈ નથી જોતું પણ તેમની વાતોથી બધા પ્રભાવિત થાય છે. તમે પણ કામ ન કરતાં આખો દિવસ વાતો કરતા રહો તો તમે પણ લોકપ્રિય બની જશો'' ચેતાએ કહ્યું.

અશ્વિની સમજી ગયો કે ચેતા તેની ચાપલૂસી કરે છે અને તેને ખોટું - ખોટું બહેકાવે છે. પણ તેણે વિચાર્યું કે તેને શું કહેવું એમ માની તે ચૂપ રહ્યો. તેને ચૂપ જોઈ ચેતા સમજ્યું કે તેની વાતોથી પ્રભાવિત થયો છે. એટલા માટે ખૂબ જ મીઠાશથી તેણે કહ્યું, ''દાદાજી હું કાલે જ નદીને પેલે પાર જંગલમાં ગયો હતો. ત્યાં ઘણા હાથી રહે છે. તેમને એક નેતાની જરૂર છે, તમે તેનું નેતૃત્વ સ્વીકાર કરી લો તો તમે પ્રસિધ્ધ થઈ જશો અને તેઓ પણ એવા સુયોગ્ય નેતાને મેળવીને ધન્ય બની જશે.''

અશ્વિની જરાક ખુશ થઈને રહી ગયો. તે કંઈ જ ન બોલ્યો. ચેતા મનમાં વિચારવા લાગ્યું કે મારું તીર નિશાન પર લાગ્યું છે. ફરીથી કોઈ અવસર પ્રાપ્ત કરીને તેને ભંભેરીશ. પરંતુ અશ્વિની

પોતાના મનમાં વિચારી રહ્યો હતો, 'મારે નેતા-બેતા બનવું નથી. નેતા બનવા માટે હું મારા હિતેચ્છુ અને મિત્રોને ખોવા માગતો નથી.'

કેટલાક દિવસો પછી ફરી એક વખતે એકાન્ત મેળવીને ચેતા વિક્રમને કહેવા લાગ્યું, ''દાદાજી તમે કેટલા સરસ છો, મને તો તમારી પાસે જ હરપળ રહેવાનું મન થાય છે. પણ...''

''પણ શું ?'' વિક્રમે કહ્યું.

''પણ દાદાજી, જંગલનાં જાનવરો કોણ જાણે પણ તમને વધારે ચાહતાં નથી. એમાં એ બિચારાઓનો પણ કોઈ વાંક નથી. તેઓ તો આંખો બંધ કરીને વિશ્વાસ કરી લે છે. અશોક અને અશ્વિની દાદા ન જાણે શું શું તમારા વિશે કહેતા ફરે છે.''

''શું કહે છે ?'' વિક્રમે સહેજ ઉત્સુકતાથી પૂછયું.

''અરે જવા દો. હું પણ કયાં આવી નકામી વાતોએ વળગ્યો, તમને કહેવા તો નહોતો માંગતો પણ અચાનક જ આજે મારાથી બોલાઈ ગયું'' ચેતાએ કહ્યું.

વિક્રમે પૂછયું, પણ તે દિવસે ચેતાએ કંઈ જ ન કહ્યું. તે જાણતું હતું કે જેટલી જિજ્ઞાસા વધે તેટલું સારું.

આ પ્રમાણે ચેતાએ અશોક, અશ્વિની અને વિક્રમને અલગ અલગ રીતે ભડકાવવાનું શરુ કરી દીધું હતું. તેને ખ્યાલ હતો કે પહેલી વખત કરેલી વાતનો તો કોઈ વિશ્વાસ નહીં કરે પણ જ્યારે તે જ વાત વારે-વારે કહેવામાં આવશે તો સાંભળનાર કંઈક વિચારવા માટે વિવશ બનશે જ અને વાત સાચી હોય કે ખોટી હોય પણ કંઈકને કંઈક શંકા તો તે કરશે જ.

ચેતા સતત પોતાના પ્રયત્નો કરતું રહ્યું. તેની વાત કરવાની રીત જ એવી આકર્ષક હતી કે કોઈ એ વિચારી પણ શકતું ન હતું કે તે કપટ કરી રહ્યું છે. દુષ્ટોની એ વિશેષતા હોય છે કે તે

વિશ્વાસપાત્ર બનીને એટલી મીઠાશથી વાતો કરે છે કે બીજા' તેના પર સામાન્ય રીતે જ વિશ્વાસ કરે છે. બુદ્ધિશાળી દરેક વાતની પરીક્ષા કરીને પછી જ વિશ્વાસ કરે છે. પરંતુ ઘણા લોકો એવા હોય છે કે જે કંઈપણ વિચાર્યા વિના બીજાની વાત પર વિશ્વાસ કરી લે છે. એવાં પ્રાણીઓ જ બીજા દ્વારા છેતરાઈ જાય છે. તે હંમેશાં નુકસાન પ્રાપ્ત કરે છે અને પોતાના હિતેચ્છુ મિત્રો અને સગાસંબંધીઓનો પ્રેમ ખોઈ બેસે છે.

ચેતાને સૌ પ્રથમ વિક્રમનો વિશ્વાસ જીતવામાં સફળતા મળી. એકાન્તમાં અનેક સમય તેની સાથે બેસીને તેણે વિક્રમને અશ્વિની અને અશોકના વિરુદ્ધ એટલો ભડકાવ્યો કે છેવટે તે ચેતાની વાતોમાં આવી જ ગયો. હવે તે અશોક અશ્વિનીથી અતડો રહેતો અને ખૂબ જ ઓછું બોલતો. તેમણે કેટલીય વખત કારણ જાણવા માંગ્યું પણ તે ચૂપ જ રહ્યો.

એક દિવસ ચેતાએ વિક્રમને કહ્યું, ''દાદાજી મારી હાર્દિક ઈચ્છા છે કે તમે ક્યારેક મારે ઘેર આવો. તમારા ચરણોની ધૂળથી મારું ઘર પવિત્ર થઈ જશે.''

ચેતાના વારંવારના આગ્રહ કરવાને કારણે વિક્રમે તેના ઘેર જવાનું સ્વીકાર કરી લીધું. રસ્તામાં ચેતા વિક્રમને બતાવી રહ્યું હતું કે તેના ઘરની પાસે જ શેરડીનું એક ખેતર છે. આજે તે વિક્રમને ત્યાં મિજબાની આપશે. ચેતા વિક્રમને પોતાની મીઠી-મીઠી વાતોથી રીઝાવી ખૂબ જ દૂર લઈ ગઈ. ''અરે હજી કેટલું દૂર છે તમારું ઘર ?'' વિક્રમે ચેતાને પૂછયું.

''બસ, દાદાજી હવે તો થોડું જ ચાલવાનું છે'' ચેતાએ નમ્રતાથી જવાબ આપ્યો.

ત્યારે જ અચાનક સોનાએ પાછળથી આવી વિક્રમ પર

હુમલો કર્યો. વિક્રમ આ માટે બિલકુલ તૈયાર ન હતો. તેણે જોરથી ચિલ્લાઈને પાછળ જોયું. લાલ આંખો કરી મૂછો ફફડાવતા અને આક્રમણ કરતા સોનાને જોઈને એક ક્ષણ માટે તો તે ગભરાઈ ગયો. પણ બીજી જ ક્ષણે પોતાનું રક્ષણ કરવા માટે તે પણ આક્રમણ કરવા તૈયાર થઈ ગયો. સોના અને વિક્રમની વચ્ચે ભયંકર યુદ્ધ ચાલી રહ્યું હતું. આજે વિક્રમને પોતાના મિત્રોની વારે વારે યાદ આવી રહી હતી. અત્યાર સુધી તો તેઓ હંમેશાં સાથે જ આવતા હતા. કોઈ વાઘ કે ચિત્તાની આટલી હિંમત ન હતી કે તેમના પર હુમલો કરે. વિક્રમે જે સમયે ચેતા સાથે એકલા આવવાનો નિર્ણય કર્યો, તે ક્ષણને યાદ કરી રહ્યો હતો. તેણે વિચાર કર્યો કે આજે મૃત્યુ નિશ્ચિત છે. અશ્વિની અને અશોકને મારા મૃત્યુ વિશે કંઈ જ જાણવા પણ નહીં મળે. તેણે લડતાં લડતાં આમતેમ નજર દોડાવી પણ ચેતાનો ક્યાંય પત્તો ન હતો. તેના મનમાં જરાક આશા ઉત્પન્ન થઈ કે કદાચ ચેતા અશોક અને અશ્વિનીને સમાચાર આપવા માટે ગયું હોય.

અહીં ત્રણ માઈલ દૂર બેઠાં બેઠાં અશોક અને અશ્વિનીએ વિક્રમની ભયજનક બૂમ સાંભળી. અશોક ચોંકીને બોલ્યો, ‘‘અરે, આ વિક્રમના જેવો અવાજ ક્યાંથી આવી રહ્યો છે?’’

અશ્વિનીએ પણ ધ્યાનથી સાંભળ્યું અને તેણે કહ્યું, ‘‘મને લાગે છે કે વિક્રમ કંઈક ભયમાં છે.’’

બન્ને જણા ગભરાઈને ઊભા થઈ ગયા. આજુબાજુમાં બેઠેલાં જંગલના પ્રાણીઓને તેમણે પૂછ્યું કે તેમણે ક્યાંય વિક્રમને જોયો હતો. કોઈપણ કંઈ જ બતાવી ન શક્યું ત્યારે બન્ને જણા જે દિશામાંથી અવાજ આવતો હતો તે દિશા તરફ ઝડપથી દોડવા લાગ્યાં. ત્યારે રસ્તામાં મનુ સસલું ખૂબ ઝડપથી

દોડતું આવતું દેખાયું. દાદાઓ જલદીથી મારી પાછળ ચાલ્યા આવો. વિક્રમ દાદા અને સોના સિંહની લડાઈ થઈ રહી છે.

અશોક અને અશ્વિની ખૂબ જ ઝડપથી મનુ સસલાની પાછળ દોડવા લાગ્યા. તેમણે દૂરથી જોયું કે વિક્રમ ખૂબ બૂરી રીતે લોહીલુહાણ થઈ ગયો છે. બન્ને જણા ગુસ્સે થઈ ગયા. દાંત પીસીને અને સૂંઢ પછાડીને બન્ને બાજુથી બન્ને જણાએ સોના ઉપર હુમલો કર્યો. સોના આ અચાનકના હુમલાથી ગભરાઈ ગયો. તે તો ખુશ થઈ રહ્યો હતો કે હવે થોડા જ સમયમાં તે વિક્રમને મારી નાંખશે અને તેના માંસથી મિજબાની ઉડાવશે.પણ હવે તો તેને પોતાને બચવાની પણ આશા રહી ન હતી. અશોક અને અશ્વિની બન્ને તરફથી તેના પર ભયંકર હુમલો કરી રહ્યા હતા. તે થોડી વાર સુધી તો હિંમત કરીને લડતો રહ્યો. પણ વિક્રમની સાથે પહેલાં લડવાને કારણે તે થાકી ગયો હતો. સોનાની હિંમત તૂટતી જતી હતી. તેને લાગ્યું કે હવે તે મરવાની તૈયારીમાં જ છે. ત્યારે તેણે પોતાનો જીવ બચાવવાનું જ યોગ્ય માન્યું. પાછળ ફરીને સોના ભાગવા લાગ્યો.

“દુષ્ટ આજે ભાગી ગયો નહીંતર તને જીવતો ન છોડત દાંત પીસતાં અશોકે કહ્યું. અશોક અને અશ્વિની દોડતા વિક્રમ પાસે ગયાં. તેમણે પોતાની સૂંઢથી તેને હાથ ફેરવ્યો. ઘા ઉપરના લોહીને સાફ કર્યું ને પાણી લાવીને પીવડાવ્યું. થોડા સમય પછી વિક્રમ ચાલી શકે તેવો થયો. “ચાલો ધીરે-ધીરે જે રીતે ચલાય તે રીતે ઘેર જઈએ” અશ્વિનીએ કહ્યું.

અશોક અને અશ્વિનીએ વિક્રમને સહારો આપી ઉઠાડયો. તેઓ બન્ને તરફથી તેને દોરીને ઘેર લઈ ચાલ્યા. “આવ તું મારી પીઠ પર બેસી જા.” અશ્વિનીએ મનુને કહ્યું. તે હસતું હસતું

અશ્વિનીની પીઠ પર કૂદકો મારી બેસી ગયું. બધા ધીમે ધીમે ઘર તરફ જવા લાગ્યાં.

થોડા સમય પછી મનુને કંઈક ધીમો ધીમો અવાજ સંભળાયો. 'ઊભા રહો દાદા' તેણે અશોક અને અશ્વિનીને ચૂપ રહેવાનો ઈશારો કર્યો. તે પગરસ્તા પરની ઝાડીના કિનારે સંતાઈને ઊભું રહી ગયું. થોડા સમય પછી મનુએ અશોક અને અશ્વિનીને પાસે બોલાવ્યા. તેઓ ધીરેથી ત્યાં જઈને ઊભા રહી ગયા. ઝાડીની અંદરનું દૃશ્ય જોઈ તે આશ્ચર્યમાં પડી ગયા. ત્યાં હાથ જોડીને ગભરાતું શિયાળ બેઠું હતું. સોના સિંહ તેના ઉપર ગુસ્સે થઈ તેને ધમકાવીને કહી રહ્યો હતો, ''દુષ્ટ શિયાળ, તેં મને ખોટા સમાચાર આપ્યા. હવે તેની સજા ભોગવવા તૈયાર થઈ જા.''

ચેતા આજીજી કરતાં કહી રહ્યું હતું, ''મહારાજ મને ક્ષમા કરી દો. મેં તો તમને સાચા સમાચાર આપ્યા હતા.''

સિંહે જોરથી તેના ગાલ ઉપર એક થાપડ મારી અને કહ્યું, ''ઊંહ ! સાચા સમાચાર આપ્યા હતા કે તેં તેમનામાં ફૂટ પડાવી છે. બતાવ વિક્રમને બચાવવા માટે અશોક અને અશ્વિની કેમ દોડી આવ્યા? ઓહ ! આજે જો હું ત્યાંથી ભાગી ગયો ન હોત તો મારું કચુંબર જ બનાવી દીધું હોત. તારા કારણે જ મારે આજે કાયરની જેમ ભાગી જવું પડયું.''

ચેતાએ પોતાની સફાઈ માટે કહ્યું પણ સોનાએ તેનું કંઈ જ ન સાંભળ્યું. તેણે ગુસ્સામાં આવી ચેતાને જોરથી ધક્કો માર્યો અને બોલ્યો, ''જા ચાલ્યું જા અહીંથી. હવે કોઈ દિવસ તેં મને તારું મોઢું બતાવ્યું તો મારા જેવો ખરાબ કોઈ નથી.''

ઝાડીની બહાર ઊભેલા અશોક અને અશ્વિની એકબીજાની

સામે જોવા લાગ્યાં. તો આમ વાત છે, તેમણે એકબીજાને કહ્યું. "આ નીચ અમને એક એક કરીને સોના પાસે મરાવવા માગતું હતું" અશોકે કહ્યું.

"એણે મને પણ તમારા બન્નેની વિરુદ્ધ શીખવ્યું હતું." અશ્વિનીએ કહ્યું.

"અને મને પણ" અશોકે કહ્યું. ચેતાએ તેમને જે જે વાતો કહી હતી, બન્નેએ એકબીજાને બતાવી. વિક્રમને પણ તે દુષ્ટે જ ભડકાવી-શીખવી તે અહીં લાવ્યું હશે. બન્નેએ અંદર અંદર કહ્યું. પણ અત્યારે તેમાણે વિક્રમને કંઈપણ પૂછવાનું યોગ્ય ન માન્યું.

ઘેર જઈ બન્નેએ વિક્રમની ખૂબ જ સેવા કરી. તે ઝડપથી સાજો થવા લાગ્યો. ત્યારે તેમાણે વિક્રમને સોના દ્વારા ઘાયલ થવાની બધી વાત પૂછી. વિક્રમે ચેતા શિયાળ દ્વારા પોતાને ભડકાવ્યાની બધી વાત સાચેસાચી બતાવી. વાત કરતાં કરતાં તેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. તે કહી રહ્યો હતો, "અરે હું કેવો નીચ છું. એ દુષ્ટના કારણે પોતાના આત્મીય મિત્રો પર પણ હું અવિશ્વાસ કરી બેઠો."

અશોક તેના આંસુ લૂછતાં બોલ્યો, "ભાઈ દુઃખી ન થઈશ. ખરાબ લોકોનો વ્યવહાર જ એવો સુંદર હોય છે કે સીધાસાદા લોકો તેની વાત પર વિશ્વાસ કરી બેસે છે. કોઈ પ્રસંગે જ્યારે તેમની સાથે દગાનો ભેદ ખૂલે છે ત્યારે તે પસ્તાય છે."

"એટલા માટે જ દરેક જાણની વાત પર સહેલાઈથી વિશ્વાસ ન કરવો જોઈએ. ખૂબ સારી રીતે જાણી-વિચારીને બીજાના કહ્યા પ્રમાણે ચાલવું જોઈએ. પરીક્ષા કર્યા સિવાય કોઈની વાત સાચી માનવી તે મૂર્ખતા છે" અશ્વિનીએ કહ્યું.

''એ દુષ્ટ શિયાળ જો હવે અહીં આવશે તો હું તેનું કચુંબર બનાવી દઈશ.'' વિક્રમ ગુસ્સે થઈ બોલ્યો.

''અરે છોડો ! હવે તેને મારવાથી શો લાભ ? જે થવાનું હતું તે થઈ ગયું !'' અશોકે કહ્યું.

''પણ તેને કંઈક દંડ તો થવો જ જોઈએ. જેથી તે સજ્જનોને ઠગીને પોતાનો સ્વાર્થ પૂર્ણ ન કરી શકે.'' અશ્વિનીએ કહ્યું.

ત્યારે મનુ સસલો ત્યાં આવ્યો. અંદર આવતાં તેણે અશ્વિનીની વાત સાંભળી લીધી હતી. તેણે કહ્યું ''અશ્વિની દાદા સાચું જ કહે છે. આ કપટી શિયાળ કેટલીયે વખત જંગલનાં સીધાં સજ્જન પ્રાણીઓને ઠગી ચૂક્યું છે. તેનું અહીં આવવાનું મને બિલકુલ ગમ્યું ન હતું.''

''જો એમ જ છે તો જે યોગ્ય લાગે તે કરો. પણ તેને જાનથી ન મારતા'' અશોકે જવાબ આપ્યો.

બીજા દિવસે ચેતા શિયાળ આવ્યું. આવતાંની સાથે જ તેણે સોના વિશે ખરાબ વાતો શરૂ કરી. અશોક, અશ્વિની અને વિક્રમ ત્રણેએ એકબીજાને ઈશારા કર્યા. તેઓ ચૂપચાપ બેઠા બેઠા તેની વાતો સાંભળતા રહ્યા. તે કહી રહ્યું હતું કે સોના સિંહ તમારા પર ગુસ્સે થઈને બેઠો છે. તે દરેક સમયે તમને મારવાનું જ વિચારે છે. મેં પણ તેને સારી રીતે સમજાવી દીધું છે કે જો તમારા ઉપર તેણે આંખ પણ ઉઠાવી તો તે જીવતો રહેશે નહીં. તમે ત્રણે જણા મળીને તેને મારી નાખશો.''

''એ તો છે જ ને !'' અશોકે કહ્યું.

''ચેતા રાણી તમારો ગાલ કેવી રીતે સૂઝી ગયો છે ?'' વિક્રમે કહ્યું.

‘‘અરે ! શું બતાવું દાદા ! પહેલાં તો જ્યારે સોનાએ તમારા ઉપર હુમલો કર્યો ત્યારે હું કંઈ જ સમજી ન શક્યું. અવાચક બનીને ઊભું રહી ગયું. પણ પછી પરિસ્થિતિ સમજાતાં હું ત્યાંથી ખૂબ જ ઝડપથી દોડવા લાગ્યું કે જલદી જઈને અશોક અને અશ્વિની દાદાને બોલાવી લાવું. ત્યારે હું જોરથી ઝાડ સાથે અથડાઈ પડયું. ગાલમાં કાંટો ઘૂસી જવાથી સોજો આવી ગયો છે.’’ ચેતાએ કહ્યું.

‘‘વિક્રમ ચેતાના આ ગપ્પા પર મનમાં જ ખુશ થઈ ગયો. સીધેસીધું કેમ નથી કહેતું કે તે સોનાનો માર ખાઈને આવ્યું છે’’ અશોકે અશ્વિનીના કાનમાં કહ્યું.

ચેતા કહી રહ્યું હતું કે તે દુષ્ટ સોના તમારા પર હુમલો કરે તેના કરતાં તમે ત્રણે મળી તેને ખતમ કરી નાખો તે વધુ સારું છે.

હા, અમે જરૂર ખતમ કરી નાખીશું પણ તે નીચને, દુષ્ટોને અને ધૂર્ત લોકોને વિક્રમે કહ્યું અને સૂંઢથી તેણે જોરથી ચેતાને ઝાડ પર ઉછાળી મૂક્યું.

ચેતા સમજી પણ ન શકી કે શું થયું, તે ધડામ કરતી નીચે ઊંધા મોંએ જમીન પર પડ્યું. ઉપરથી પડવાને કારણે તેનું નાક તૂટી ગયું. વિક્રમે તેને પકડવા માટે ફરી સૂંઢ લંબાવી. હવે ચેતા કરગરવા લાગ્યું- કહેવા લાગ્યું, ‘‘મને છોડી દો. મને વગર વાંકગુને આમ કેમ મારો છો ?’’

વિક્રમે ગુસ્સે થઈ બૂમ પાડીને કહ્યું, ‘‘વાહ ખૂબ સીધું સાચું બને છે. સાચેસાચું બોલ. તું અમને ત્રણેને અંદર અંદર ઝઘડાવી અલગ પાડી સોનાની પાસે અમને મરાવવા નહોતું માગતું ?’’

અશ્વિનીએ કહ્યું, ‘‘સાચું બોલીશ તો છોડી દઈશું. જૂઠું બોલીશ તો આજે તને જાનથી મારી નાખીશું, તેં જૂઠું બોલી

બોલીને અમને બહુ જ ભડકાવ્યા હતા.''

મરતા લોકો શું નથી કરતા ? ચેતાને પોતાનો અપરાધ કબૂલ કરવો જ પડ્યો. તે કાંપતા કાંપતા હાથ જોડીને બોલ્યું, ''હા મને સોનાએ જ અહીં મોકલ્યું હતું.''

અશ્વિનીએ તેની પૂંછડી ખેંચી અને કહ્યું, ''સાચું બોલ, સોનાએ મોકલ્યું હતું કે તું તારી જાતે જ અહીં આવ્યું હતું ?''

ચેતા હવે વધારે જૂઠું ન બોલી શકયું. તે માથું નીચું નમાવી ઊભું રહ્યું. તે બધા અંદર અંદર વિચારવા લાગ્યા કે ચેતાને શો દંડ કરવો ?

મનુ સસલો કહેવા લાગ્યો, ''દાદાજી તેનું બધાની વચ્ચે અપમાન કરવું જોઈએ. જેથી તે સમાજમાં મોં બતાવવાને લાયક ન રહે.''

''હા,હા,મનુ ખરું જ કહે છે'' ત્રણે એકસાથે બોલી ઊઠયા.

આ વખતે ચેતા ભાગી જવાનો પ્રયત્ન કરી રહ્યું હતું. પણ અશ્વિનીએ પાછળથી ચૂપચાપ તેની પૂંછડી પકડીને ખેંચી. ચેતાએ પૂરી તાકાત લગાવી છૂટવાનો પ્રયત્ન કર્યો. આ ખેંચતાણમાં ચેતાનું પૂંછડું તૂટી ગયું અને અશ્વિનીના હાથમાં આવી ગયું.

''ભગવાને તેને પોતાની જાતે જ દંડ આપી દીધો છે. પોતાની તૂટેલી પૂંછડી જોઈ જોઈ તે પોતાનાં ખરાબ કાર્યોને યાદ કરતી રહેશે.'' અશ્વિનીએ કહ્યું.

ત્યાં સુધીમાં તો મનુ દોડીને જંગલનાં અનેક પ્રાણીઓને બોલાવી લાવ્યો હતો. બધાએ એક મોટું સરઘસ કાઢયું. આગળ રીંછ ઢોલ વગાડતું હતું. તેની પાછળ એક મોટા સૂવર પર નાક



અને પૂંછડી કાપેલા શિયાળને બેસાડ્યું હતું અને તેની પાછળ લાઈન બનાવીને બધાં પ્રાણીઓ ચાલી રહ્યાં હતાં.

જ્યાં જ્યાંથી સરઘસ પસાર થતું ત્યાંથી ઢોલનો અવાજ સાંભળી, જાનવરોનો અવાજ સાંભળી બધાં પ્રાણીઓ પોત-પોતાનાં ઘરોમાંથી બહાર નીકળી આવતાં. મનુ સસલો વચ્ચે વચ્ચે બોલતો હતો, ''ભાઈઓ અને બહેનો, આ ચેતા શિયાળ જંગલનાં પ્રાણીઓમાં જૂઠી-જૂઠી વાતો કરી અંદર -અંદર ઝઘડાવતું હતું અને પોતાનો સ્વાર્થ પૂરો કરતું હતું. જૂઠું બોલવું, બીજાને લડાવી મારી ખાવું અને મોજ ઉડાવવી બસ આ જ તેનાં કામ હતાં. આવા ખરાબ (દુષ્ટ) પ્રાણી અમારી સાથે રહેવાલાયક નથી. સમાજને માટે તે વિઘ્નરૂપ છે. એટલા માટે આજે તેને દેશનિકાલની સજા કરવામાં આવે છે.''

સરઘસ બહુ સમય સુધી આખા જંગલમાં ફર્યું. ત્યાર બાદ ચેતાને છૂટું કરવામાં આવ્યું. તેણે કોઈ દિવસ સ્વપ્નમાં પણ વિચાર્યું ન હતું કે તેને જિંદગીમાં કોઈ વખત આવું અપમાન પણ સહન કરવું પડશે. તે શરમનું માર્યું ચૂપચાપ તે જંગલ છોડીને ચાલ્યું ગયું. એ દિવસ પછી કયારેય કોઈએ ચેતા

શિયાળને કયાંય જોયું ન હતું. ચેતા શિયાળની દુર્દશા જોઇને ફરીથી કોઈ પ્રાણીની હિંમત ન થઈ કે તે બીજાં પ્રાણીઓમાં લડાઈ કરાવે કે ચાડી-ચુગલી કરે.

# સુખનો માર્ગ

અભયારણ્યમાં એક વખતે દુષ્કાળ પડયો. બધાં જીવજંતુ હેરાન થઈ ગયાં. પોતાના પ્રાણની રક્ષા માટે આમ-તેમ ભાગવા લાગ્યાં. અસુ ઉંદરને પણ છેવટે અભયારણ્ય છોડવું પડ્યું. પોતાની પત્ની અને પુત્રની સાથે તે નીકળી પડ્યો. પોતાનું ઘર છોડતાં તે દુઃખી હતો. આંખોમાં આંસુ હતાં. તે વારે વારે પાછળ ફરી- ફરીને પોતાની માતૃભૂમિને જોતો હતો. કોણ જાણે હવે ક્યારે આવીશું ?

રસ્તામાં અસુ વિચારવા લાગ્યો કે હવે કયાં જઈશું. તેને પોતાના કેટલાય મિત્રોની યાદ આવી. છેવટે તેણે અંતમાં સુભી ખિસકોલી પાસે જવાનો નિશ્ચય કર્યો. તેનું ઘર દંડકારણ્યમાં હતું. ત્રણે તે તરફ ચાલવા લાગ્યાં.

મિત્રની સાચી પરીક્ષા સંકટમાં જ થાય છે. સુભી એવા લોકોમાંની ન હતી કે જેઓ વાતો તો ખૂબ કરે છે પણ સમય આવે મોં ફેરવી લે છે. અસુ અને તેના પરિવારને જોઈ તે ખૂબ જ ખુશ થઈ. તેણે તે બધાનું હાર્દિક સ્વાગત કર્યું.

અસુએ જોયું કે સુભીના ઘરમાં પણ પહેલાં જેવી જાહોજલાલી નથી. તેણે પૂછયું, ''કેમ બહેન બધા સુખ-શાંતિમાં તો છે ને ? અહીં તો દુષ્કાળ નથી પડ્યો ને ?''

''હા, તેનો પ્રભાવ અહીં પણ છે'' સુભીએ જવાબ આપ્યો. અસુ વિચારવા લાગ્યો કે આવી પરિસ્થિતિમાં અહીં રહેવાથી પણ શો લાભ ? મિત્ર ઉપર જરૂર વગર બોજો નાખવો

યોગ્ય નથી. એટલે તેણે જવાની વાત સુભીને કહી.

સુભીએ કહ્યું, ''એ સાચું છે કે અહીં પણ દુષ્કાળ છે. પણ ભગવાનની કૃપાથી અમારું ગુજરાન તો ચાલે જ છે.''



''એ કેવી રીતે ?'' અસુએ પૂછયું.

ત્યારે સુભીએ સમજાવ્યું કે જંગલમાં કાવેરી નદીના કિનારે બીલીનાં કેટલાંક ઝાડ છે. તેનાથી બધાની ભૂખ સંતોષાઈ જાય છે. તેણે અસુને એ જ આગ્રહ કર્યો કે જ્યાં સુધી દુષ્કાળ દૂર ન થાય તેઓ ત્યાં જ રહે.

બીજે દિવસે અસુ સુભીની સાથે બીલીનાં વૃક્ષો પાસે ગયો. તે વૃક્ષો પાકેલાં બીલીફળથી ખીચોખીચ ભરેલાં હતાં. તેને જોઈ અસુની ભૂખ ભડકી ઊઠી.તેણે સુભીને કહ્યું આને તોડવામાં તો ખૂબ સમય લાગતો હશે.

''આ વૃક્ષ ખૂબ જ ઉદાર છે અમે દાંતથી ફળ કાપતા જઈએ છીએ અને તેમને જલદી ફળ આપવાની પ્રાર્થના કરતા જઈએ છીએ. બસ જલદીથી તે તૂટી જાય છે.'' સુભીએ કહ્યું.

અસુએ જોયું કે સુભીએ એક વૃક્ષની પરિક્રમા કરી- પછી હાથ જોડી આંખો બંધ કરી પ્રાર્થના કરી.

ત્યાર બાદ ખિસકોલી ઝાડ પર ચઢી. તેણે થોડી જ મહેનત કરી હશે ત્યાં ટપ કરતું એક ફળ નીચે પડયું. સુભીએ તેને દોડીને લઈ લીધું. તેના બે ટુકડા કર્યા. એક ઘેર લઈ જવા રાખી લીધો. નાના ટુકડામાંથી સુભી અને અસુએ પેટ ભરીને બીલીફળ ખાધું. મીઠાં પાકાં બીલીફળ ખાઈ અસુ તૃપ્ત થઈ ગયો.

સુભી બીજો ટુકડો ખેંચીને ઘેર લઈ જવા લાગી. રસ્તામાં અસુ બોલ્યો, ''બહેન હું વિચારું છું કે જ્યાં સુધી દુષ્કાળ છે ત્યાં સુધી આ જ જંગલમાં રહી જાઉં. હું કાલે જ મારે માટે દર ખોદી નાખીશ.''

''અરે નવું દર બનાવવાની શી જરૂર છે. તમે મારી સાથે જ રહો'' સુભીએ કહ્યું.

''ના,ના તમારું ઘર તો નાનું છે અને ન જાણે કયાં સુધી અહીં રહેવું પડશે'' અસુએ કહ્યું.

સુભીએ ઘણી ના પાડવા છતાં અસુ બીજા જ દિવસે પોતાની પત્ની અને બાળકોની સાથે નીકળી પડ્યો. તેણે મનમાં જ વિચાર્યું- નદીકિનારે વૃક્ષની પાસે જ દર બનાવીશ.

ઝાડની પાસે તેણે સરસ જગ્યા શોધી. હજી તો ખોદવાની શરુઆત જ કરી હતી ત્યાં જ એક મરઘી આવી અને બોલી ''જુઓ ઉંદર રાજા- જેટલું મન થાય તેટલાં બીલીફળ ખાઓ પણ અહીં વૃક્ષની આસપાસ દર બનાવવાની મનાઈ છે. લાગે છે કે તમે બહારથી આવ્યા છો-તમને અહીંના નિયમોની ખબર નથી ?''

ઉંદરને ખોદવાનું બંધ કરવું પડ્યું. મુરઘીના ચાલ્યા ગયા પછી તેણે ફરી ખોદવાનું ચાલુ કર્યું. પણ પોપટ, સારસ, નીલકંઠ વગેરે કેટલાંય પક્ષીઓ એક પછી એક આવ્યાં અને બધાએ એ જ વાત કહી. છેવટે અસુને પોતાનો વિચાર છોડવો

જ પડયો.

તેની પત્નીએ કહ્યું, ''સાંભળો કયાંક એવું ન બને કે ફળ ઓછાં થવા લાગે તો આ આપણને ખાવા પણ ન દે અને જંગલમાંથી કાઢી ન મૂકે ?''

''અરે પગલી, કેટલાં બધાં ફળ છે ?'' અસુ બોલ્યો.

''પણ ખાવાવાળાય કેટલા બધા છે !'' તેની પત્નીએ કહ્યું. તે જીદ કરવા લાગી કે રાત્રે ખૂબ ફળ તોડીને આપણે અહીંથી ચૂપચાપ ચાલ્યા જઈએ.

રાત્રે સુભીની જ યુક્તિથી અસુએ ખૂબ ફળ તોડયાં. હવે તેના અને તેની પત્નીના મનમાં લાલચ આવી ગઈ હતી. તેમણે પોતાની શક્તિ કરતાં પણ ખૂબ વધારે બીલીફળ તોડયાં. ગાંઠડી બાંધી પીઠ પર ઉપાડી અને રાતોરાત દંડકારણ્ય છોડી દીધું. રસ્તામાં તેનાથી ચાલી શકાતું ન હતું. તે ઘસડી-ઘસડીને ચાલી રહ્યાં હતાં. પણ તે ફળ છોડી દેવા તૈયાર ન હતાં. અંતમાં એવું થયું કે ખૂબ વજન ઊઠાવવાને કારણે તેમના મોં-માંથી લોહી નીકળવા લાગ્યું. પીઠ પરની ગાંઠડી એક બાજુ સરકી પડી અને તેઓ એક ક્ષણ તડપીને મરી ગયાં.

અસુનો પુત્ર મનુ એ ન સમજી શકયો કે તેના માતા-પિતાને અચાનક શું થયું. તે વારે વારે તેમને ઊઠાડવા લાગ્યો. 'ઊઠો મા-ઊઠો બાપુ' પણ તેની વાત કોણ સાંભળે ?

મનુએ આમ કહેતાં-કહેતાં ખૂબ સમય પસાર થઈ ગયો. તે ખિજાઈને છેવટે રોવા લાગ્યો. ત્યારે જ ત્યાં સુભી ખિસકોલી આવી ચડી. બીલીફળની ચોરીની વાત આખા જંગલમાં ફેલાઈ ગઈ હતી. ગુસ્સાવાળાં પ્રાણી કયાંક અસુ પર હુમલો ન કરી બેસે એટલા માટે તે તેમને શોધતી શોધતી ત્યાં આવી ચડી

હતી. અસુ અને તેની પત્નીને જોતાં જ તે બધી વાત સમજી ગઈ. નાના મનુને તેણે પોતાની છાતીએ લગાડી દીધો.હવે મનુ જોરથી રડવા લાગ્યો "ફોઈબા મારા મા-બાપુને શું થયું છે?" તેણે રોતાં રોતાં પૂછ્યું.

"ચાલો બેટા ! મારી સાથે ચાલો. તારા માતાપિતા હવે ખાડામાં સૂઈ જશે" એમ કહી સુભીએ પોતાના પંજાથી ઊંડો ખાડો ખોદ્યો. પછી તે બન્નેને તેમાં સુવાડી ઉપર માટી નાખી દીધી. જે ફળને કારણે બન્નેએ જીવ ગુમાવ્યો તે આમતેમ ગબડેલાં હતાં. તેમની તરફ કોઈ જોવાવાળું પણ ન હતું.

સુભીએ રડતા મનુનો હાથ પકડીને ખેંચ્યો અને તેને તે પોતાને ઘેર લઈ ગઈ. મનુ તો નાનો હતો. શું સમજે ! લાચાર બની ચાલવા લાગ્યો. સુભી આખા રસ્તે મનમાં બબડતી બબડતી જતી હતી. તૃષ્ણાઓનો કદાપિ અંત હોય છે ? એક ઈચ્છા પૂરી થતાં જ બીજી ઈચ્છા જાગૃત થઈ જાય છે. ઈચ્છાઓની જાળમાં ફસાયેલો તેનો જ દાસ બનેલો પ્રાણી અંતમાં એ જ પ્રકારે મૃત્યુ પામે છે. સારું તો એ છે કે જે કંઈ ભૌતિક સુવિધાઓ મળી છે તેમાં જ સંતોષ માનવામાં આવે અને વધારે મેળવવાની આંધળી દોટમાં ન જોડાઈએ. પોતાની પરિસ્થિતિ પર આપણે વિવેકપૂર્વક વિચાર કરીએ અને તેમાં જ સંતુષ્ટ થતાં શીખીએ ત્યારે જ જીવનમાં સુખ અને શાન્તિ પ્રાપ્ત કરી શકાય છે.

# વનરાજની મહાનતા

વનરાજ ભૂપતિ ફક્ત આનંદવનમાં જ નહીં પરંતુ દૂર-દૂરનાં વનોમાં પણ તે ખૂબ જ લોકપ્રિય હતા. લોકોના ગુણના કારણે બીજા તેમને પ્રેમ કરે છે અને સન્માન આપે છે. વનરાજ તો



સદ્‌ગુણોનો ખજાનો જ હતા. એવું લાગતું હતું કે જાણે બધા જ સદ્‌ગુણોએ તેમનામાં જ વાસ કર્યો હોય. સૂક્ષ્મ દૃષ્ટિ, સતત પરિશ્રમ, ઊંડું જ્ઞાન, આદર્શવાદિતા, પરોપકાર, વિનયશીલતા, સરળ અને નિશ્ચલ સ્વભાવ વગેરે અનેક દુર્લભ ગુણો તેમના એકલામાં હતા. તેમના આ અનુપમ વ્યક્તિત્વને કારણે જ આનંદવનનાં બધાં પ્રાણીઓ તેમને પોતાના પ્રાણથી પણ વધારે પ્રેમ કરતાં હતાં. તેઓ તેમના હૃદયની ધડકન અને આંખોના તારા સમાન હતા. પોતાના પ્રિય રાજાની આજ્ઞા પર પોતાના પ્રાણની આહુતિ આપવા પણ તેઓ હંમેશાં તૈયાર રહેતા હતા. ધન્ય છે તેમને કે જેમના ચરણોમાં અસંખ્ય શ્રદ્ધાઓનાં ફૂલ ચઢયાં હતાં.

આ સંસાર સજ્જન અને દુર્જન બંને પ્રકારનાં પ્રાણીઓથી ભરેલો છે. દુર્જન વ્યક્તિ બીજાના હિતનાં કાર્યો પણ કરી શકતો નથી. તે સમાજના ઉત્થાન કરવાવાળાની પ્રશંસાને સહન પણ કરી શકતો નથી. સારાં કાર્યોમાં વિઘ્ન ઊભું કરવું તે તેમનું કાર્ય હોય છે. વનરાજનાં કાર્યોમાં પણ આવી રીતે અનેક પ્રાણીઓ વિઘ્ન નાખ્યા કરતાં હતાં.

આનંદવનથી થોડેક દૂર કંટકવન હતું. ત્યાં દુર્મુખ નામનો એક વાંદરો રહેતો હતો. તે ખૂબ જ સ્વાર્થી અને દુષ્ટ હતો. તે ઈચ્છતો હતો કે બધા તેની પૂજા કરે. પણ તેને નિરાશ થવું પડયું કારણ કે સમાજ ગુણોની પૂજા કરે છે. દુર્મુખ પણ વધારે સમય સુધી બીજાં પ્રાણીઓને બુધ્ધુ ન બનાવી શકયો. તેને કોઈ સન્માન આપવા તૈયાર ન થયું. તેણે બીજો રસ્તો અપનાવ્યો. જોરજબરદસ્તીનો માર્ગ અપનાવ્યો. તેણે લાલચ આપીને કેટલાક મિત્રો બનાવી લીધા. તેના મિત્રો બળજબરીથી તેની પૂજા કરાવવાની કોશિશ કરતા હતા પણ તેને માટે કોઈ તૈયાર થતું ન હતું. ગુણ વગરનાને સન્માન આપવા કોણ તૈયાર થાય ? પરંતુ દુર્મુખના શિષ્યોએ તેનો ઊંધો અર્થ કર્યો. તેમણે વિચાર્યું કે પશુ-પંખી બધા વનરાજથી પ્રભાવિત છે. એટલા માટે જ્યાં સુધી વનરાજનો પ્રભાવ રહેશે ત્યાં સુધી દુર્મુખનું કોઈ સન્માન નહીં કરે.

દુર્જનો પોતાનો સ્વાર્થ પૂરો કરવા માટે ખોટાં સાધનોનો ઉપયોગ કરવામાં પણ પાછી પાની કરતા નથી. એમનો સ્વાર્થ પૂરો કરવા માટે એ સમયે જે સારું લાગે તે કરતા હોય છે. તેનાથી બીજાઓનું ખરાબ તો થાય છે પણ ખરાબ કરવાવાળાનો પોતાનો પણ નાશ થઈ જાય છે. પરિણામ ઉપર વિચાર કર્યા વગર તે સમયે જે આવેશમાં આવીને કાર્ય કરે છે તે છેવટે પસ્તાય છે. દુર્મુખની બાબતમાં પણ એ થયું. તેણે વનરાજને પોતાના રસ્તામાંનો કાંટો સમજીને તેને દૂર કરવાનો ઉપાય વિચાર્યો. દુર્મુખનો એક શિષ્ય હતો 'કાલુ.' જેવું એનું નામ હતું 'કાલુ' એવો જ હૃદયનો મેલો તથા દુર્ગુણી હતો. મારપીટ, લૂંટફાટ તથા હિંસા તેના ડાબા હાથના ખેલ હતા. કાલુએ પ્રતિજ્ઞા કરી

કે તે આ કાર્યને પૂરું કરશે.

કાલુ વિચારતો વિચારતો આનંદવન તરફ આગળ વધ્યો. સંજોગોવશાત્ તેને બાવળની ઝાડીઓની પાસે એક તેજ ધારવાળું ચાકુ પડેલું મળ્યું. કોઈ માણસ ભૂલથી ત્યાં મૂકી ગયો હતો. કાલુએ આજુબાજુ જોયું અને તેને ઉઠાવી ચૂપચાપ પોતાના થેલામાં મૂકી દીધું.

હવે કાલુ જલદીથી વનરાજની ગુફાની તરફ આગળ વધ્યો. વનરાજ પ્રજાના હિત-ચિંતનમાં મગ્ન હતા. કાલુ ચૂપચાપ તેમના પાછળ જઈને ઊભો થઈ ગયો. તેણે વિચારનો એક જરા પણ સમય બગાડયો નહિ ને પૂરી શક્તિથી ચાકુ વનરાજને મારી દીધું. વનરાજે પાછળ જોયું તો સામે ખૂંખાર બનેલો કાલુ ઊભો હતો. તેમણે કરવા ધાર્યું હોત તો એક જ ઝાટકે તેને યમદ્વાર પહોંચાડી શકતા હતા. પરંતુ તે તો ઉદારતાના સાગર હતા. કોઈના અહિતની વાત કલ્પી પણ શકતા ન હતા તો પછી મારવાની વાત તો શું ? તેમણે શયતાન બનેલા કાલુને કહ્યું, ''ગાંડો છે, આ શું કરી રહ્યો છે ?''

પણ કાલુ તો આ સમયે પૂરેપૂરો ગાંડો બની ગયો હતો.તે તો જેટલી શકિતથી ચાકુના ઘા મારી શકતો તેટલા મારવા માંડયો. વનરાજ પોતાના શરીર ઉપર તેના ઘાતક પ્રહાર સહન કરતા રહ્યા. જ્યારે માણસ ઉપર કાળ સવાર થઈ જાય છે તો તેના સામે સારું શું ? કે ખોટું શું ? બધું અર્થહીન બની જાય છે. કાલુ તો વનરાજની વાત સાંભળતો નહોતો. તેણે પેટ ઉપર, ગરદન ઉપર, માથામાં પૂરેપૂરો નિર્દય બનીને ચાકુના પ્રહાર કરતો રહ્યો. ના છૂટકે વનરાજે તે નીચ ઉપર શકિતનો પ્રયોગ કરવાનું મુનાસિબ માન્યું. તેમણે જોરથી ગુફાના દરવાજા બાજુ

ધક્કો માર્યો અને બોલ્યા, ''ભાગી જા, ભાગી જા અહીંથી, નહિ તો તું મારા અંગરક્ષકોના હાથમાં ઝડપાઈ ગયો તો તારી લાશ પણ નહીં ઓળખાય.''

દુષ્ટ વૃત્તિઓ સાત્ત્વિક વૃત્તિ ઉપર પોતાની પૂરી શક્તિથી સામનો કરે પરંતુ છેવટે તો તે હારી જાય છે. કાલુએ હવે વનરાજની પહેલી વાત સાંભળી. તે ચાકુ ત્યાં જ છોડીને ઝડપથી ભાગી ગયો. ગુફાના દરવાજે બેઠેલા વનરાજના અંગરક્ષકોને કાલુને આ રીતે ભાગતો જોઈને આશ્ચર્ય તો થયું પરંતુ ભયાનકતાની તો એ કલ્પના ન કરી શકયા.

ત્યારે જ અચાનક વનરાજની પત્ની રાનીએ ગુફામાં પ્રવેશ કર્યો. અંદરનું દશ્ય જોઈ તે સ્તબ્ધ બની ગઈ. તેના હૃદયના ધબકારા ધીમા પડી ગયા. ગુફામાં લોહીની નદી વહી રહી હતી. લોહીથી નાહીને તેના પતિ વનરાજ ત્યાં સૂતેલા હતા. બસ એટલું તેના મોંમાંથી નીકળ્યું, ''ઓહ! સ્વામી આ શું?''

''ગભરાઈશ નહીં, હવે હું ઠીક થતો જાઉં છું. વનરાજે તેના માથા પર સાંત્વના આપતાં હાથ ફેરવ્યો. આટલા ઘાતક પ્રહારો કર્યા બાદ પણ તે મનસ્વીના મુખ પર દુઃખ કે ઉદ્વેગનું કોઈ ચિહ્ન ન હતું.

રાનીએ સમય ગુમાવ્યા વિના તેના બહાર બેઠેલા અંગરક્ષકોને બોલાવ્યા. અંદરનું દશ્ય જોઈ તે કંપી ગયા. કેલો હરણી દોડતી દોડતી ચાલી ગઈ. રીંછ ડૉક્ટરને દુર્ઘટનાની બધી જ વાત કહી સંભળાવી. રીંછ તેના કેટલાક મિત્રો સાથે દોડતું ત્યાં આવ્યું. બધાંએ મળીને કેટલાક કલાકો સુધી વનરાજના ઘાના ઉપચાર કર્યા ત્યારે માંડ લોહી વહેતું બંધ થયું. વનરાજના શરીર પર તેમણે ઠેક-ઠેકાણે ટાંકા લગાવ્યા

અને પટ્ટીઓ બાંધી. એ બધાંની વચ્ચે પણ તેઓ એ રીતે હસતા રહ્યા કે જાણે કંઈ બન્યું જ ન હોય. સામાન્ય પ્રાણી તો થોડીક જ પરેશાની અને દુઃખ-દર્દમાં પણ ગભરાઈ જાય છે અને રડવા લાગે છે. પરંતુ મહાન લોકો પોતાના મન પર સંયમ રાખે છે. ધીરજ અને વિવેકથી કામ કરે છે અને મોટામાં મોટી શારીરિક-માનસિક મુશ્કેલીઓને પણ હસતાં-હસતાં સહન કરી લે છે. જેવી રીતે આગમાં તપાવવાથી સોનું શુદ્ધ બને છે તેવી રીતે મુસીબતના સમયમાં મહાન પુરુષોનું વ્યક્તિત્વ પણ વધુ સુંદર બને છે.

બીજી બાજુ વનરાજ પરના આ પ્રાણઘાતક હુમલાની વાત પ્રજામાં પણ ફેલાઈ ગઈ. જે લોકો બેઠા હતા તેવા જ દોડતા આવ્યા. અસંખ્ય પ્રાણીઓ ગુફાના દરવાજા આગળ પોતાના પ્રાણપ્રિય રાજાના સમાચાર જાણવા માટે આતુરતાથી ઊભા હતા. તે બધા ભગવાનને પ્રાર્થના કરી રહ્યા હતા, ''હે ભગવાન, તમે અમારા બધાના પ્રાણ લઈ લો, અમારા મહારાજાને લાંબું આયુષ્ય આપો.''

વનરાજના સેનાપતિ ગજરાજે જ્યારથી પૂરી વાત જાણી હતી ત્યારથી તેમને ચેન પડતું ન હતું. તેમની પાસે પૂરી સેના રહેતી હોવા છતાં કોઈ વનરાજ પર આ રીતે હુમલો કરી જાય, એ એમના માટે ખૂબ શરમજનક વાત હતી. તેમણે હુમલાખોરને શોધવા માટે તરત જ પોતાના જાસૂસોને મોકલ્યા. જાસૂસોએ બે દિવસની શોધ-ખોળ પછી છેવટે દૂરના એક જંગલમાંથી કાલુને પકડી જ લીધો.

અપરાધી કાલુને વનરાજ સામે લાવવામાં આવ્યો. આજ તે તેમની સામે જોઈ શકતો ન હતો. વનરાજે પોતાની મોટી-

મોટી પ્યાર ભરી આંખોથી તેને જોઈને બૂમ પાડી- કાલુ અહીં આવો.

"હવે તો હું મરી જ જઈશ" એમ વિચારતો કાલુ ધીમેથી આગળ આવ્યો. પણ આ શું ? વનરાજે તો પટ્ટી બાંધેલા પોતાના ઘાયલ પંજાથી તેના હાથને પકડીને હૃદય સાથે જકડી લીધો અને પ્રેમથી ચુંબન કર્યું. તેની સામે એકીટશે જોતાં તેઓ બોલ્યા, "કાલુ ધન્ય છે તને. ધન્ય છે તારી સ્વામી ભક્તિનો. તેં તારા પ્રાણોની પર પરવાહ ન કરી. તારા રાજાની આજ્ઞાથી તું આ જોખમભર્યા કામમાં સાહસપૂર્વક કંઈ જ વિચાર્યા વિના જોડાઈ ગયો."

વનરાજની વાત સાંભળી કાલુ આશ્ચર્યથી પૂતળાની જેમ ઊભો રહી ગયો. પ્રાણઘાતકની સાથે પણ આ રીતે પ્રેમપૂર્વક વ્યવહાર કરનાર-તેની આંખોની આગળ રહી રહીને વનરાજ પર પોતે ચાકુ ચલાવ્યાનાં દશ્યો યાદ આવતાં હતાં.

વનરાજે ફરીથી તેની સામે પ્રેમથી જોતાં બોલાવ્યો. હવે કાલુ પોતાની જાત પર નિયંત્રણ ન રાખી શક્યો. તે ધ્રૂસકે-ધ્રૂસકે રડી પડ્યો. તે વનરાજના પગમાં આળોટી પડ્યો અને બોલ્યો "તમે તો દેવ છો. મને આમ ક્ષમા દાન આપીને શરમિંદો ન બનાવો. મને મોટામાં મોટી સજા કરો. નહીં તો મારો અંતરાત્મા મને દરેક ક્ષણે ધિક્કારશે."

"તે જ તારો સાચો દંડ હશે કાલુ" વનરાજે ગંભીરતાથી કહ્યું.

પછી વનરાજે ગજરાજને બોલાવ્યા. તેઓએ તેને કાલુને સન્માનપૂર્વક તેનું રક્ષણ કરીને આનંદવનની સરહદ સુધી મૂકી આવવાની આજ્ઞા આપી.

ગુફાની બહાર વનરાજની પ્રજા ક્રોધથી ખૂંખાર બનીને

ઊભી હતી. પોતાના પ્રાણપ્રિય મહારાજ પર ઘાતક હુમલો કરનારને તે મારવા માટે આતુર હતા. ગજરાજે બહાર નીકળીને બધાં જાનવરોને સૌથી પહેલાં રાજાની આજ્ઞા સંભળાવતાં કહ્યું, "ખબરદાર, હોશિયાર, કોઈ પણ મહારાજાની આજ્ઞાની વિરુદ્ધ કંઈ પણ ન કરે. કાલુને કોઈ અડક્યું તો પરિણામ ખરાબ આવશે. તેના શરીર પર એક ઉઝરડો પણ થયો તો તેઓ ખૂબ જ દુ:ખી થશે."

બધા લાચાર બનીને તે હત્યારાને જતો જોઈ રહ્યા. તેઓ ઉત્તેજનાથી ગુસ્સે થઈ રહ્યા હતા, પરંતુ રાજાની આજ્ઞાની વિરુદ્ધ કંઈ પણ કરવાનો પ્રશ્ન જ ઊભો થતો ન હતો. તેમનાં મસ્તક વનરાજની મહાનતા તરફ શ્રદ્ધાથી નમી ગયાં. સામાન્ય પ્રાણી તો પોતાનું જરાક ખરાબ કરવાવાળાના પણ દુશ્મન બની જાય છે. પરંતુ તેમણે તો પ્રાણઘાતીને પણ માફ કર્યો હતો. તેમાં કોઈ શંકા નથી કે મહાન આત્માઓ જ આટલા ઉદાર હોય છે.

પાપ કરવાવાળા તેના પરિણામને તે સમયે ભૂલી જાય છે. તે વિચારે છે કે મને દંડ દેનાર કોણ છે ? પરંતુ આ દેખાતા સંસારની ઉપર કોઈ એવી અદૃશ્ય શક્તિ છે કે જે બધાં પ્રાણીઓને તેના કર્મ પ્રમાણે ફળ આપે જ છે. ભગવાનને ત્યાં દેર છે, પણ અંધેર નથી.

કાલુ અને દુર્મુખ પણ આ ઈશ્વરના વિધાનથી બચીને છેવટે ક્યાં જવાના હતા ! બીજા દિવસે દુર્મુખ પોતાના મિત્રો સાથે વૃક્ષ પર બેસીને કોઈ ષડયંત્રની યોજના બનાવી રહ્યો હતો. કાલુ પણ અન્યમનસ્ક પાછળની ડાળી પર બેઠો હતો. અચાનક જ તોફાન શરૂ થયું. જોરથી વીજળીનો કડાકો થયો અને તે વૃક્ષ પર પડી. બધા એક જ ક્ષણમાં બળીને ભસ્મ થઈ ગયા. તેમનું

નારાજ થશે.''

છોટુ જ થોડું થોડું ઉડવાનું શીખી ગયું હતું તે બોલ્યું ''સવારથી બેસી-બેસીને કંટાળી ગયા છીએ. ચાલો થોડું બહાર ફરી આવીએ.''

પણ મોટાએ સાફ ના પાડી દીધી અને બહાર ન જવા માટે છોટુને ધમકાવ્યું પણ ખરું, ત્યારે છોટુએ બહાનું બતાવ્યું, ''અરે મારું તો ગળું સૂકાઈ ગયું છે, લાગે છે કે તરસે જીવ ચાલ્યો જશે. હું બસ નીચે નદીમાંથી બે ટીપાં પાણી પીને હાલ જ આવું છું.'' અને એમ કહીને તરત જ તે માળામાંથી બહાર નીકળી ગયું.

મોટું નાનાની આવી હરકતથી ખૂબ જ દુઃખી થયું. ક્યાંક કંઈ થઈ ન જાય એમ વિચારતાં તે ગભરાવા લાગ્યું. તેને તો હજી બરાબર ઉડતાં પણ આવડતું ન હતું. તે એકદમ માળાના કિનારા પર આવી ગયું અને ત્યાંથી જ ડોક બહાર કાઢીને છોટુને જોવા લાગ્યું.

બહાર આવીને છોટુને ખૂબ જ સારું લાગ્યું. ''મા ખાલી ખાલી ડરાવ્યા કરે છે,'' તેણે મનમાં કહ્યું. તે ધીમે રહીને નીચે નદીના કિનારે ઊતર્યું. પાણી પીને તે ઉડવાની તૈયારીમાં જ હતું, ત્યાં તો તેને પોતાની ડોક પર દબાણનો અનુભવ થયો. તેની આંખો સામે અંધારા આવવા લાગ્યાં. તેણે હિંમત કરીને આંખો ખોલી અને ધ્યાનથી જોયું. ત્યારે છોટુએ પોતાને બિલ્લીના પગમાં પકડાયેલું જોયું. તે ગભરાઈ ગયું. મરવાના ડરથી તેનો શ્વાસ ધીમો પડી ગયો. પણ ત્યાં જ તેને માતાની આપેલી શિખામણ યાદ આવી. ''મુસીબતમાં કોઈ દિવસ હિંમત ન હારવી જોઈએ અને બુદ્ધિથી કામ લેવું જોઈએ.

નામ-નિશાન પણ ન રહ્યું. અસુરતા દૈવી ગુણોના વિરુદ્ધમાં કોઈ જ કચાશ નથી રાખતી. પરંતુ વિજય તો દૈવી ગુણોનો જ થાય છે. ખરાબ ગુણો તો પોતાના પાપથી એક ને એક દિવસે પોતે જ બળીને નષ્ટ થઈ જાય છે.

આ પ્રસંગ બન્યા પછી તો વનરાજની કીર્તિ વધુ ને વધુ દૂર-દૂર ફેલાતી ગઈ. તેમની મહાનતાથી પ્રભાવિત થઈને અનેક પ્રાણીઓ આનંદવનમાં આવવા લાગ્યાં.

# રાની અને તેનાં બાળકો

રાની ચકલીને બે નાનાં-નાનાં બચ્ચાં હતાં. હમણાં થોડા સમય પહેલાં જ તે ઈંડાંમાંથી નીકળ્યાં હતાં. તેમની કોમળ પાંખો નીકળી ચૂકી હતી. પોતાની નાની-નાની પાંખોથી તે ઉડવાનો પ્રયત્ન કરતાં. રાની આજ-કાલ તેમને ઉડતાં શીખવતી હતી. ઊડતાં-ઊડતાં બચ્ચાં નીચે પડી જતાં તો રાની નીચે આવી તેમને પકડી લેતી અને તેમને પડતાં બચાવી લેતી. હજી તે એકલાં ઊડી શકતાં ન હતાં. એટલા માટે રાનીએ તેમને સખત મનાઈ કરી હતી કે તેઓ એકલાં માળામાંથી બહાર ન નીકળે. રાનીએ તેમને સમજાવી દીધું હતું કે બહાર જવામાં ભય છે. હજી તો તેમનો જીવ નાનો છે અને ઉડતાં આવડતું નથી. કોઈ પણ મોટું પક્ષી ઝાપટ મારીને તેમને લઈ જશે અને મારી નાખશે. એટલા માટે રાનીના ગયા પછી બન્ને બચ્ચાં માળામાં જ બેસી રહેતાં. તેઓ એકબીજાની સાથે વાતો કરતાં અને રમતાં.

એક દિવસ નાનું બચ્ચું માળામાં રહીને કંટાળી ગયું. તેની પાંખો બહાર જવા માટે ફફડવા લાગી. આ જોઈ મોટું બચ્ચું બોલ્યું, ''ના, ના અહીંથી બહાર જવાનું નથી. મા ખૂબ જ



સાહસથી મુસીબત દૂર થઈ શકે છે, ગભરાવાથી તો બનેલું કામ પણ બગડી જાય છે.''

વિચારોમાં અદ્‌ભુત શક્તિ હોય છે. નિરાશાભર્યા વિચાર આપણને થકવી નાખે છે. હરાવી દે છે. આશાભર્યા વિચાર ઉન્નતિનું રહસ્ય છે. આશાભર્યા વિચારોએ છોટુને પણ સાહસ શક્તિ આપી. તેનામાં અનોખી શક્તિ આવી ગઈ. તે જોરથી બોલ્યું, ''અરે માસી ! કેટલાં સરસ છો તમે ! મન થાય છે કે તમને જોતું જ રહું. કેવો સરસ દૂધ જેવો તમારો રંગ છે.''

દૂધનું નામ સાંભળતાં જ બિલ્લીના મોંમાં પાણી આવ્યું. ત્યારે જ છોટુ બોલ્યું ''માસી આ શું ? તમે તો મને પાણીએ ન પીવા દીધું. કંઈ વાંધો નહીં, ચાલો આગળ દૂધની હાંડી છે ત્યાંથી બેચાર ટીપાં પી લેવા દેજો.''

''ક્યાં ક્યાં છે ?'' બિલ્લી પોતાની મૂછો પર જીભ ફેરવતી ઉત્સુકતાથી બોલી.

છોટુ તેને બતાવવા લાગ્યું. ''હમણાં જ્યારે હું આવતો હતો ત્યારે વૃક્ષની પાસે એક ખાડામાં મેં દૂધની હાંડલી જોઈ હતી.''

''કયા વૃક્ષની પાસે?'' બિલ્લીએ પૂછ્યું. છોટુ તેને રસ્તો બતાવવા લાગ્યું. તે તેને એ જ વૃક્ષ નીચે લઈ આવ્યું કે જ્યાં તેનું ઘર હતું. તેની પાસે એક ઊંડો ખાડો હતો અને તેની

આસપાસ બાવળના કાંટાની વાડ કરેલી હતી.

બિલ્લીએ ચારે તરફ જોઈને જલદીથી પૂછ્યું, ''મને તો ક્યાંયે હાંડલી દેખાતી નથી.''

છોટુએ અકડાઈને જવાબ આપ્યો, ''અરે માસી, જરા આગળ વધીને ખાડામાં જુઓ તો ખરા, મેં મારી આંખોથી જોયું છે. એક આદમીએ દૂધથી છલોછલ ભરેલી હાંડલી મૂકી હતી. સુરક્ષા માટે તેણે તેની આસપાસ બાવળની વાડ પણ કરી હતી.''

બિલ્લી ઝાંખરાને વટાવીને ખાડાના કિનારે પહોંચી ગઈ. ખાડામાં રાખેલા ઝાંખરાને દૂર કરવા તેણે પોતાનો પંજો આગળ કર્યો. પંજો ખૂલતાં જ છોટુ નીકળીને ભાગી ગયો. તે પૂરી તાકાત લગાવીને પોતાના માળા તરફ ઉડવા લાગ્યું. તેની પાંખો દુઃખી રહી હતી. એમ લાગતું હતું કે હમણાં જ તે નીચે પટકાઈ પડશે. પણ તે હિંમત કરીને ઉડતું જ રહ્યું.''

અહીં મોટુ માળામાંથી આ બધું જોઈને કંપી રહ્યું હતું. છોટુને ઉપર ઉડતું જોઈ તેના જીવમાં જીવ આવ્યો. તે ધીમેથી માળામાંથી નીચે ઉતર્યું અને સહારો આપીને છોટુને માળામાં લઈ આવ્યું.

ઘેર આવ્યા ત્યારે બન્નેના જીવમાં જીવ આવ્યો. થાક અને મુશ્કેલીને કારણે છોટુ હવે હાંફી રહ્યું હતું. મોટુ તેને મોડે સુધી પંપાળતું રહ્યું.

બંનેએ અંદરઅંદર સમજૂતી કરી લીધી કે આજની ઘટના વિશે તેઓ માને કંઈ જ કહેશે નહીં. પણ રાની ચકલીને માળામાં આવતાં પહેલાં જ બીજી ચકલીઓએ બધી વાત કહી દીધી હતી. તે માળામાં આવીને ચૂપચાપ બેસી ગઈ. તેણે

મોંઢામાંથી દાણા એકબાજુ મૂકી દીધા. હંમેશાંની જેમ બચ્ચાને પ્યાર પણ ન કર્યો. છોટુ સમજી ગયો કે માને બધી જ ખબર પડી ગઈ છે. તે રાનીના ગળામાં પોતાના નાના નાના બંને પંજા નાખીને લપાઈ ગયું અને બોલ્યું, 'મારી વહાલી મા, આજની ભૂલ માટે મને માફ કરી દો. હવે હું કોઈ દિવસ તમારી આજ્ઞાનું ઉલ્લંઘન નહીં કરું. તમારા સારા શિક્ષણને કારણે જ આજે મારો જીવ બચ્યો.'

છોટુની વાત સાંભળીને હવે રાની ચૂપ ન રહી શકી. તેણે છોટુ અને મોટુ બન્નેને પોતાના ગળે લગાવી દીધા. તે વારાફરતી તેમને પ્રેમ કરવા લાગી. તેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. તેને છોટુની બુદ્ધિ ઉપર ગર્વ પણ થઈ રહ્યો હતો. પણ સાથે સાથે તે ડરી પણ રહી હતી કે નાનું બચ્ચું પોતાની બાળકબુદ્ધિને કારણે ફરીથી ભયમાં ન મૂકાઈ જાય. તેણે કહ્યું, ''મારાં બાળકો, તમને એમને એમ જ રોકટોક નથી કરતી, તમારા ભલા માટે જ આ બધું તમને કહું છું.'

બન્ને બચ્ચાંએ રાનીની પાંખોમાં પોતાનાં મોં સંતાડી દીધાં. છોટુ કહેવા લાગ્યું, ''હા મા, આજના પ્રસંગે મને બુદ્ધુને ખૂબ મોટો પાઠ ભણાવી દીધો છે.''



## ૧૫. નૈતિક શિક્ષણ સાહિત્ય સેટ

૧. નૈતિક શિક્ષણ ભાગ-૧
૨. નૈતિક શિક્ષણ ભાગ-૨
૩. નૈતિક શિક્ષણ ભાગ-૩
૪. શિક્ષણ નહીં વિદ્યા પણ
૫. આસન અને પ્રાણાયામ
૬. રામકથાની પ્રબળ પ્રેરણા
૭. ભારતીય ઈતિહાસના કીર્તિસ્તંભ-૨
૮. આદર્શોની બલિવેદી પર જીવન પુષ્પ ચઢાવવાનું શીખો ભાગ-૧
૯. ભાગ-૨
૧૦. ધર્મસાધના દ્વારા જીવનને સાર્થક બનાવીએ
૧૧. મનની પ્રચંડ શક્તિ
૧૨. ગૌરક્ષા અને ઉછેર એક રાષ્ટ્રીય કર્તવ્ય
૧૩. સંજીવની વિદ્યાનું રહસ્ય-૧
૧૪. સંજીવની વિદ્યાનું રહસ્ય-૨
૧૫. ભારતીય સંસ્કૃતિના સંરક્ષક અને સંવર્ધકો ભાગ-૧
૧૬. ભારતીય સંસ્કૃતિના સંરક્ષક અને સંવર્ધકો ભાગ-૨
૧૭. ભારતીય સંસ્કૃતિના સંરક્ષક અને સંવર્ધકો ભાગ-૩
૧૮. ભારતીય સંસ્કૃતિના સંરક્ષક અને સંવર્ધકો ભાગ-૪
૧૯. ભારતીય સંસ્કૃતિના સંરક્ષક અને સંવર્ધકો ભાગ-૫
૨૦. ભારતીય સંસ્કૃતિના સંરક્ષક અને સંવર્ધકો ભાગ-૬

## ૧૬. સ્વાસ્થ્યરક્ષા સાહિત્ય સેટ

૧. તુલસીના ચમત્કારી ગુણ
૨. વહેલા મરવાની ઉતાવળ કરશો નહીં
૩. સાત્ત્વિક દિનચર્યા અને દીર્ઘાયુષ્ય

૪. ચિર યૌવનનું રહસ્યોદ્ઘાટન
૫. મનોવિકાર સર્વનાશી દુશ્મન
૬. રોગ-શોકનું મૂળભૂત કારણ વિકૃત ચિંતન
૭. જડીબુટ્ટી ચિકિત્સા—એક માર્ગદર્શન
૮. પ્રાણાયામથી આધિ-વ્યાધિ નિવારણ
૯. પ્રાણ ચિકિત્સા વિજ્ઞાન
૧૦. સૂર્ય ચિકિત્સા વિજ્ઞાન
૧૧. બુદ્ધિ વધારવાના ઉપાય
૧૨. ઔષધિ વિના કાયાકલ્પ
૧૩. યજ્ઞનું મહત્ત્વ અને મહાત્મ્ય
૧૪. સદ્ગુણોની સાચી સંપત્તિ
૧૫. આપણું શરીર કેટલું અદ્ભુત અને વિલક્ષણ
૧૬. મૃત્યુ પછીનું જીવન અને તેની સચ્ચાઈ
૧૭. મનની તૃપ્તિ આત્માની દુર્ગતિ
૧૮. અમૃત કળશ-૧
૧૯. અમૃત કળશ-૨
૨૦. સજલ શ્રદ્ધા
૨૧. સંજીવની વિદ્યાનો વિસ્તાર
૨૨. માનસિક સ્વાસ્થ્ય
૨૩. જીવન દર્શન

## ૮. વ્યક્તિનિર્માણ સેટ

૧. પ્રેમોપહાર
૨. સત્કર્મ, સદ્જ્ઞાન અને સદ્ભાવનો સંગમ
૩. સફળતાનાં સાત સ્વર્ણિમ સૂત્ર
૪. સફળતાના ત્રણ ઉપાય
૫. હાર જીતનો આધાર – મન
૬. કર્મની ગતિ ન્યારી

७. ધનવાન બનવાનું ગુપ્ત રહસ્ય
८. પ્રસિદ્ધિ અને સમૃદ્ધિ
९. જીવન કેમ જીવવું ?
१०. સમૃદ્ધિ અને શાંતિનો એક જ આધાર
११. આગળ વધવાની તૈયારી
१२. માનવજીવન એક અમૂલ્ય ભેટ
१३. યુગ ઋષિનું અધ્યાત્મ યુગ ઋષિની વાણીમાં
१४. નવો સંસાર વસાવીશું, નવા મનુષ્ય બનાવીશું
१५. મનઃસ્થિતિ બદલો તો પરિસ્થિતિ બદલાશે
१६. આત્મવિકાસનો રાજમાર્ગ
१७. યુગયજ્ઞ વિધાન
१८. આકૃતિ જોઈને મનુષ્યની ઓળખ
१९. જીવન જીવવાની કળા

## १७. કથા સાહિત્ય સેટ

१. પ્રજ્ઞાપુરાણ ભાગ-१ (આસ્થા સંકટ સમાધાન)
२. પ્રજ્ઞાપુરાણ ભાગ-२ (મહામાનવખંડ)
३. પ્રજ્ઞાપુરાણ ભાગ-३ (પરિવાર ખંડ)
४. પ્રજ્ઞાપુરાણ ભાગ-४ (દેવસંસ્કૃતિ ખંડ)
५. સત્યનારાયણ વ્રત કથા
६. સત્યનારાયણ કથાની દિવ્યશક્તિ

## १८. સંસ્કાર કર્મકાંડ સેટ

१. કર્મકાંડ ભાસ્કર
२. હવન વિધિ
३. ગાયત્રી મંત્રાર્થ
४. લગ્નસંસ્કાર-પદ્ધતિ
५. ગાયત્રી ચિત્રાવલી

મુદ્રક : યુગ નિર્માણ યોજના પ્રેસ, મથુરા.